# કો'ની બૈરી?

( રસીક ડીટેકટીવ નવલ કથા. )



વિલાસ ઓફીસ.

# કો'ની બૈરી?



( રસીક ડિટેકટીવ નવલકથા. )

ભાષાંતરકારઃ
**સાકરલાલ મગનલાલ કાપડિયા.**

મુદ્રક અને પ્રકાશકઃ
**હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.**
શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ, બજારગેટ, કોટ, મુંબઇ.

આવૃતિ ૧ લી ૧૯૨૯ પ્રત ૧૦૦૦



**કિમ્મત રૂ. ૨-૦-૦.**

કૉપીરાઈટ-સંગ્રહ

# અનુક્રમણિકા.

## પ્રકરણ-૧ લું.

### રંગમાં ભંગ.

"મારે મારા પતિને આજે રાતે કહી દેવુંજ જોઇશે. હા, થોડીજ-વારમાં હું મારી છાતીનો બોજો હલકો કરી નાખીશ. એ મારાપતિ છે અને ધણીધણીઆણી વચ્ચે કંઈ ભેદ નજ રહેવો જોઇએ. મને શરૂઆત કરતાં ભારી લાગે છે. ઓહ! એ મારી વાત સાંભળી શું ધારશે? કાલ સુધી થોભી જાઉં? નહિ નહિ—હા—એમ કરવુંજ બહેતર થશે. અફસોસ! મારી હીમત ચાલતી નથી. મારો ભુતકાળ યાદ આવતાંજ મારા દીલમાં કંપારી છુટે છે."

ટેક્ષીના એક ખુણામાં પોતાના ધણીની નજર ચુકવી રોઝ આવા

વિચારમાં મશગુલ થઈ હતી. તેનો પતિ જોન હેરીક ખુશ મીજાજ ચહેરે બેઠો હતો અને તે પોતાની ખુબસુરત પત્નીને જોઇ મલકાઇ જતો હતો.

"રોઝ! હું આજે જીવતા જીવત સ્વર્ગનું સુખ ભોગવું છું," તે રોઝનો લગ્નની નવી વીંટીવાળો હાથ પોતાના હાથમાં લઇ બબડયો: "આ પણ અચાનક પરણી ગયાં તેથી મારો આનંદ ઉલટો વધી ગયો છે. જરા વિચાર તો કર વ્હાલી! છ મહિના પહેલાં તો તું મારી સેક્રેટરી હતી. એક મહિનાપર મેં તારી આગળ મારો પ્રેમ જાહેર હીંમત પણ કરી ન હતી. પણ આજે? આજે હું તારો થયો છું તું મારી સદાને માટે મારી થઇ છે."

"વ્હાલા! આપણે હંમેશ સુખી થઇએ એવી હું ખુદાની બંદગી કરૂં છું" રોઝ રખેને પોતાના ધણીને કંઇ શક જાય એમ ધારી બોલી. બંનેની આંખો મળી અને રોઝ કુદરતી રીતે જોનની ગોદમાં દબાઇ. જોને તેને મધુરા ચુંબનથી વધાવી લીધી.

"અલબત, આપણે સુખીજ થઇશું રોઝ! જીંદગીના મહાન બનાવો અચાનકજ બને છે. હું અચાનક પાર્લામેંટમાં ચુંટાયો, પેલા ટેટનહોલ કેસની અચાનક બ્રીફ મળવાથી હું મશહુર થઇ ગયો, મારૂં જુનું ઘર પાછું ખરીદી લેવાની મને અચાનક તક મળી અને મારી જીંદગીનું સહુથી કીમતી ગોહર–તું–વ્હાલી! પણ મને અચાનક મળી ગઇ. ખરેખર, હું ઘણોજ ભાગ્યશાળી છું" રોઝના રેશમ જેવા વાળપર હાથ ફેરવતો જોન બોલ્યો. અને ફરીથી તેણે રોઝને ચુમીઓથી વધાવી લીધી.

"હજુ તું લગ્નની ધાંધલના વિચારમાંજ મશગુલ જણાય છે–"

"નહિ વ્હાલા ! હું તો તમારોજ વિચાર કરૂં છું. અને..."

"બીજી વાત મને ટ્રેનમાં કહેજે. લે, આ સ્ટેશન આવી પુગ્યું. એક્ષપ્રેસને બાર મીનીટની વાર છે. રોઝ ! આજે રાતે ફોકસ્ટોન ને કાલે પેરીસ ! ઓ વ્હાલી ! તારા જેવી પરી આપવા માટે હું ખુદાનો આભાર માનું છું."

જોન ટેક્ષીમાંથી ઉતર્યો અને તેણે રોઝનો હાથ પકડી તેને નીચે ઉતારી. સામાન પોર્ટરને સોંપ્યો અને બન્ને સ્ટેશનના પ્લેટફોર્મ તરફ જવા લાગ્યાં.

રોઝને લાગ્યું કે તેણે પોતાના ધણી સમક્ષ એકરાર કરવાની સુંદર તક જવા દીધી.

"જો મેં એમને બધી વાત કહી દીધી હોત તો સારૂં થાત. કાંઈ ફીકર નહી. હું ટ્રેનમાં એકરાર કરીશ." તે આવા વિચાર કરી ચુપ રહી.

જોન રીઝર્વ કરેલો પહેલા વર્ગનો ડબ્બો શોધવા લાગ્યો. ડબ્બો મળતાં તેણે જોઇતો સામાન તેમાં મુકાવી દીધો.

"હજુ આઠ મીનીટ બાકી છે, ડારલીંગ ! હું ઇવનીંગ પેપર્સ અને ચોપાનીઆ ખરીદી લાવું–" કહી જોન બુકસ્ટોલ તરફ દોડયો.

"આહ ! મારો વ્હાલો કેવો સુંદર છે?" રોઝ બબડવા લાગી: "મેં એને છેતર્યો–મારે એને મારી જીંદગીની બધી વાત અગાઉથી કહેવી જોઇતી હતી–અરે ખુદા ! એ મારો એકરાર સાંભળીને મારે માટે શું ધારશે ? . પણ એમાં મારો શું વાંક? અમારા લગ્ન એટલી

ઉતાવળાથી થઈ ગયાં કે મને એકરાર કરવાની તક જ ન મળી—જોનને મેળવીને સુખી થવાની લાલચમાં હું કંઇ કહેવાની હીમ્મત કરી શકી નહિ. એ સમજુ છે—મને માફ કરશે—હું ટ્રેનમાં બેસતાં વાર મારાં કરમની કહાણી કહી દઇશ." પ્લેટ- ફોર્મ પર ઉભી રહીને રોઝ આવા વિચાર કરતી હતી એવામાં કોઇએ તેના ખભાપર ધીમેથી હાથ મુકયો. તે પાછી ફરી અને પોતાની સામે એક પુરૂષને જોતાંજ તેના હોંસકોસ ઉડી ગયા. તેની મનોહર કાળી આંખોમાં ભયની લાગણી પેદા થઈ. શરીર થરથર ધ્રુજવા લાગ્યું. ગાલ પરની રતાશ ઉડી ગઈ અને તે જાણે પત્થરની પુતળી હોય તેમ સ્તબ્ધ થઇ ગઇ.

પેલા અજાણ્યા સખસે હૅટ ઉતારી નમન કર્યું અને પછી તે જરા હસીને ધીમેથી બોલ્યો: "તું મને ઓળખતી નથી? પાંચ વરસમાં તારો ધણી એટલો બધો બદલાઈ ગયો છે કે તું તેને ઓળખી પણ શકતી નથી?"

રોઝ તરતજ ભાનમાં આવી.

"હા. તમે કલોડ છો." તે ધીમેથી બોલી. "હું તમને મરી ગયલા ધારતી હતી. આહ! હવે શું થશે?..." તે ભયથી થરથરતી જોનને જોવા લાગી "એક બે પળમાં મારા ધણી આવી લાગશે."

"તારો ધણી? શું તું પાછી પરણી?" પેલા અજાણ્યાએ ગંભીર અવાજે પુછ્યું.

"હા. હું આજે બપોરેજ પરણી. હું જોન હેરીકની પત્ની થઇ છું."

"એ તો મોટી આફત થઇ રોઝ ! તારો ધણી જાણે છે કે તું અગાઉ પરણી હતી ?"

"નહિ, મને તેમને કહેતાં બીક લાગતી હતી. આજે રાતે બધી વાત કહી દેવાનો મારો ઇરાદો હતો."

"પણ તું તેને શું કહેશે ? તારી હાલત ઘણી ભયંકર છે. હું તારો ખરો ધણી છું અને કાયદાસર રીતે તું જોનની ધણીઆણી થઇ શકશે નહિ"

રોઝ લાચારીથી આમ તેમ જોઇ રહી.

"શું કરવું તેની મને સમજ પડતી નથી." તે બોલી. "બોલો, મને સલાહ આપો. હું જોન સાથે શુદ્ધ નિષ્ઠાથી અને સાચા પ્રેમથી આજે હેમ્પસ્ટેડમાં સેંટ પોલના દેવળમાં પરણી છું. મારી માએ મને ખાત્રી આપી હતી કે તમે મરણ પામ્યા છો...તમે વાલપારેઓ ગયા પછી છ મહિનામાં મરણ પામ્યા હતા એવી સર્ટીફીકેટ પણ મારી માએ મને બતાવી હતી અને તે પછી હું મારી જાતને સ્વતંત્ર માનતી હતી..."

બોલતાં બોલતાં તેનો અવાજ તદ્દન ધીમો પડી ગયો અને જાણે હમણાં રડી પડશે એવી થઈ ગઇ. સ્વપ્નામાં ગમે તેવી કલ્પના કરવા છતાં પણ તેનો ધણી પાછો જીવતો થશે એવો તેને ખ્યાલ આવે તેમ ન હતું.

હવે કલોડે આજુબાજુ જોઇ કહ્યું: "હજુ ઘણીવાર છે. તારી ટ્રેન લેટ થઇ છે." તેણે તેનો હાથ પકડયો: "આપણે હેરીકનો

વિચાર કરવો જોઇએ. કોઇપણ રીતે તેને જાહેર બદનામીથી બચાવી લેવાનો ઉપાય શોધવો જોઇએ. તે લોકોમાં જાણીતો છે ?"

"હા, મારો જોન ધારામંડળનો સીતારો છે. કેટલાકો કહે છે કે તે ભવિષ્યમાં એટરની જનરલ થશે. ગયે અઠવાડીએ તે પાર્લામેંટમાં ચુંટાયો છે. તેની મહત્વાકાંક્ષા પાર વિનાની છે. પ્રભુ મને માફ કરે ! હું તેની કારકિર્દી પાયમાલ કરનારી બલા નીવડીશ ."

"નહિ નહિ. તું એમ નિરાશ ના થા, રોઝ! તારે પ્રથમ હેરીકનોજ વિચાર કરવો જોઇએ. કોઇપણ રીતે આ શોકજનક બાબદ દાબી દેવી જોઇએ. જો, લોકો આપણા તરફ તાકી તાકીને જુએ છે. કોઇને શક ઉપજે તેવું આપણે ન કરવું જોઇએ. મારૂં મગજ પણ ચક્કર ચક્કર ફરે છે. તું તારે માટે કંઇ ઇલાજ શોધી કાઢ. ચાલ, આ ખાલી ત્રેનના ડબામાં બેસ. હેરીકની આબરૂ બચાવવા વિષે આપણે વિચાર કરીએ."

કુલોડ બીજા પ્લેટફોર્મ પર ઉભેલી એક ખાલી ત્રેનના ડબામાં રોઝને લઇ ગયો. રોઝ ચાવી આપેલી પુતળી પેઠે તાબે થઈ. હજુ જોન આવી પુગ્યો નહોતો.

નિરાશ ચહેરે રોઝ ડબામાં ગાદીવાળી બેઠક પર ફસડાઇ પડી. તેની આંખમાં આંસુ ન્હોતાં. તે કંઇ બોલતી ન્હોતી. પણ શીકારીના પંઝામાં સપડાયલી હરણી જેમ ધ્રુજે તેમ તે થરથર ધ્રુજી રહી હતી.

"હું બારીમાંથી હેરીકપર નજર રાખીશ." કુલોડ બારી તરફ જોઇ બોલ્યો: "હેરીક આવે કે તરત તું તારી ત્રેનમાં ચાલી જજે. તેટલાં આપણે તારી હાલતનો વિચાર કરીએ. ઓહ ! કેવી કમનસીબી ? તું

આજેજ પરણી પણ તું જોનની કાયદાસર પત્ની નથી. ખરેખર, તારી હાલત દયાજનક છે." તે થોડીવાર થોભ્યો. રોઝ તેના તરફ દયા માગતી હોય તેમ કરૂણુ નજરે જોઇ રહી: "આપણે ત્રણેએ સાથે મળી મસલત ચલાવવી પડશે. તારી માએ દેવાળીઆ હાલતમાંથી બચવા માટે બળાત્કારથી તને મારી સાથે પરણાવી હતી. મેં પરણ્યા પછી તારી પાસેથી કોઇપણ હકની માગણી કરી ન્હોતી. એ કમનસિબ લગ્નને દિવસેજ હું દક્ષિણ અમેરીકા ચાલ્યો ગયો હતો અને મને ખરેખર મરી ગયલો ધારીનેજ તું જોન હેરીકના પ્રેમમાં પડી હતી એ બધી વાતથી તેને માહીતગાર કરવો પડશે."

આજ પળે રોઝ એક ચીસ પાડી ઉભી થઇ.

"કેમ શું છે?" ક્લોડે પુછ્યું.

"મારી ટ્રેન-મારી એક્ષપ્રેસ ચાલી-જુઓ, પેલો જોન ચાલ્યો-તે ટ્રેનમાં ચઢી ગયો-તેને બુમ મારો-જોન!..."

પણ ક્લોડ નીચે ઉતરીને જોનને બુમ મારે તે પહેલાં તો એક્ષપ્રેસ ટ્રેન પ્લેટફોર્મ પસાર કરી ગઇ અને ગાર્ડના ડબાની પાછળની લાલ બત્તી ભયંકર આફતની નિશાની હોય તેમ રોઝ ફાટી આંખે જોઇ રહી.

હવે રોઝનુ શું થશે?

# પ્રકરણ ૨ જું.

## ભયંકર ચીસ.

ટ્રેન પસાર થવાથી રોઝની નિરાશાનો પાર રહ્યો નહિ. તેની મનોહર આંખોમાંથી આંસુની ધારા તેના સુંદર ગાલપર ઉતરવા લાગી. ખાલી ટ્રેનના ડબામાંથી તે નીચે ઉતરી પડી હતી. તેનું શરીર ધ્રુજતું હતું અને જો ફ્લોડવરાન વખત સર આવીને તેનો હાથ પકડી ન લેતતો તે પ્લેટફોરમપર તુટી પડવાનો સંભવ હતો.

"તું નિરાશ ના થા." તેણે તેને સલાહ આપી. "તારી લાગણી હું સમજું છું. તારા પર ભયંકર આઘાત થયો છે. પણ ગમે તે રીતે આ આફતનો અંત લાવવો પડશે. મારો હાથ ધર-હું તારા મિત્રની ગરજ સારીશ-ગભરા ના-"

તેનો ગંભાર પણ સરલ અવાજ સાંભળી રોઝને તેનાપર વિશ્વાસ આવ્યો. તેના દીલમાં કંઈ પાપ હશે એવો તેને ખ્યાલ પણ આવ્યો નહિ. ગભરાયલા બચ્ચાંની પેઠે તે વરડનનો હાથ જોરથી પકડી ઉભી રહી.

"જોન શું ધારશે ? તેને મારી ફીકર થશે?" રોઝ પટપટી.

"મી૦ હેરીક ફોકસ્ટોન ગયા છે. ટ્રેન વચ્ચે કોઇ સ્ટેશનપર ઉભી રહેતી નથી એટલે તું તેનાપર ફોકસ્ટોન સ્ટેશનપર તાર કરી તેને ખબર આપ કે તું ટ્રેન ચુકી ગઇ છે. સ્હવારની બોટ એક્ષપ્રેસમાં તું ત્યાં જઇ પુગજે રોઝ ! મને તારી દયા આવે છે. હું તારો પતિ હોવા છતાં મેં તારાપર પતિનો પ્યાર બતાવ્યો નથી. તારૂં પત્નિ તરીકે રક્ષણ કર્યું નથી એ બેદરકારીનો બદલો હું હવે વાળી આપીશ."

"હું તમને ચાહતીજ ન્હોતી. મારે મન તમે એક નામ શીવાય કંઇજ નહોતા." રોઝ કડવાશની લાગણીથી બોલી

"હું જાણું છું અને તેટલા માટેજ આ બનાવ વધારે કંગાળ લાગે છે. તારી માનો ચાલુ આગ્રહ હોવા છતાં તારા જેવી સતર વરસની નાદાન છોકરીને મારે મારી પત્ની બનાવવી જોઇતી ન્હોતી. રોઝ! સાંભળ, હું તને કડવા બોલ કહેવા માગતો નથી. તારી મા ગુજરી ગઇ છે પણ તે જાણતી હતી કે હું શ્રીમંત છું. તારી સુંદરતા મને ઘેલો કરી મુકશે તે તે જાણતી હતી. જો તે તને મારી સાથે પરણવાને સમજાવી શકે તો તે મારી દોલતનો છુટથી ઉપયોગ કરી શકે એમ તે માનતી હતી. તેને માથે કરજના ઢગલા હતા અને તેથી તે મુઝાઇ ગઇ હતી. મને આ સારું ગમી ગયું. મેં ધાર્યું કે મારી નાદાન બૈરી ઉમર લાયક થશે ત્યારે તે મને ચાહતાં શીખશે. આવા વિચારથી હું તને પરણ્યો -મેં તને પાછી નિશાળે જવા દીધી-તારી માનું કરજ મેં ચુકવી દીધું અને તું સમજુ થાય ત્યાં સુધી પરદેશ ચાલ્યો ગયો. મારી વ્હાલી રોઝ! નસીબદેવી તારા તરફ ખરેજ ઘાતકી થઈ છે—"

"જો મેં જોનને બધી વાત કહી દીધી હોત તો મને જરા પણ ફીકર ન થાત" તે બોલી. "તે એવો ભલો, ન્યાયી અને પ્રેમાળ છે કે તે મને માફ કરત-પણ હવે?..."

"હવે તારી પહેલી ફરજ તેને તાર કરવાની છે." વરડને સુચના કરી. "હું તાર મોકલું કે તું પોતે મોકલશે? તાર કર્યા પછી શું કરવું તેનો આપણે નિશ્ચય કરીશું."

દુઃખી રોઝે હકારદર્શક માથું હલાવ્યું. કોઇ બીજો તેના તરફથી તેના પતિને તાર મોકલે તે તેને યોગ્ય લાગ્યું નહિ. તે તાર ઓફીસમાં ગઈ–તાર લખ્યો–તે પર સ્ટેમ્પ લગાવ્યો અને ઓફીસમાંથી બહાર નીકળી.

એક બીજી ટ્રેન હમણાંજ પ્લેટફોર્મ પર આવી ઉભી હતી અને સેંકડો ઉતારૂઓની ભીડ થઇ હતી. તેણી જરા ખુલ્લી જગ્યાએ જઇ વરડનને જોવા લાગી પણ તે નજરે પડયો નહિ તે તેને છોડી ચાલ્યો ગયો એવો તેને વિચાર આવ્યો. આહ! જો તે ચાલ્યો જાય અને તેને ફરીથી કદી મ્હો ન બતાવે તો કેવું સારૂં ? પણ નહિ. વરડન બુકસ્ટોલ તરફ ગયો હતો. તેણે જોનને તાર મોકલવા જેટલો વખત આપ્યો અને તે પછી તે તાર ઓફીસ તરફ પાછો ફર્યો. રોઝ ત્યાં નહોતી. રોઝ આટલામાંજ હશે અને તે તેને પકડી પાડશે એવો તેણે વિચાર કર્યો.

આજ પળે તાર ઓફીસનું બારણું ઉઘાડી એક છોકરો બહાર આવ્યો અને તેની નજર પહેલી જે સ્ત્રી પર પડી તેને અટકાવી તેણે પુછ્યું: "મેમ! હમણાં તમે આ તાર મોકલ્યો? હેરીક, વ્હાઇટરોક હોટલ, ફોકસ્ટોન .....'

પેલી બાઇ ના પાડી ચાલી ગઇ એટલે વરડન પેલા છોકરા પાસે ગયો અને બોલ્યો: "મને તાર બતાવ. મારી એક મિત્રે એ તાર મોકલ્યો છે. કેમ, તારમાં કંઇ ભુલ છે?"

"તે તારની પાછળ પોતાનું ઠેકાણું લખવાનું ભુલી ગઇ છે. મને તાર કારકુને હમણાંજ તપાસ કરવા મોકલ્યો. સાહેબ! નવા કાનુન

પ્રમાણે તારના ફારમની પાછળ તાર મોકલનારે પોતાનું ઠેકાણું લખવું જોઇએ"

વરડને પોતાના વેસ્ટકોટમાંથી પેન્સીલ બહાર કાઢી કહયું: "હું તેનું ઠેકાણું લખી આપું છું. લે—"

તેણે ફારમ પાછું આપ્યું અને તાર ઓફીસનો છોકરો ત્યાંથી ચાલ્યો. અરધી મીનીટમાં કલોડની નજર રોઝપર પડી અને તે ઉતાવળથી તેની પાસે જઇ પુગ્યો.

ભય, નિરાશા અને લાચારીથી રોઝ હેબતાઇ ગઇ હતી. જો કલોડ તેને પાછો ન મળે, તેને હંમેશાં છોડી જાય તો કેવું સારૂં! એવો તે વિચાર કરતી હતી એવામાં તેની નજર કલોડ પર પડી.

તે કુતુહલતાથી તેને ટીકી રહી. કલોડનો દેખાવ કેટલીક રીતે જોન સાથે મળતો હતો. જોનના જેવોજ તે ઉંચો અને પાતળો હતો. તેના ચહેરા પર કરચલી પડી હતી. પણ તે બેડોળ લાગતો નહોતો. તેની આંખો કાળી, ચંચળ અને તીક્ષ્ણ હતી પણ તેમાં સરળતાના તનખા જણાતા હતા. ફેર એટલોજ હતો કે કલોડને ચશ્મા વિના ચાલતું નહોતું જ્યારે જોનને ચશ્માની જરૂરજ ન્હોતી.

"રોઝ! આ જાહેર જગ્યાએથી આપણે જલદી બહાર નીકળી જઇએ તેમાં સાર છે. જો, લોકોને શક જશે કે તું જોન હેરીકની કાયદાસર પત્ની નથી તો તેઓ તારી ને જોનની નીંદા કરશે." કલોડ રોઝનો હાથ વ્હાલથી પકડી બોલ્યો.

"પણ કલોડ! તમે મારા ધણી હોવાનો દાવો કરવા માગતા નથીને?"

"ખચીતજ નહિ...શીવાય કે તું મારી પત્ની થવા માગતી હોય –હું તને સમ્પુર્ણ સ્વતંત્રતા આપવા માગું છું." તેણે તરત હસીને જવાબ આપ્યો "ચાલ, અહીંથી જલદી બહાર ચાલ."

"સ્ટેશનની બહાર ગયા પછી કલોડે ટેક્ષી બોલાવી. રોઝ તદન લાચારીથી તેમાં બેઠી."

"લંડનમાં તારા કોઇ મિત્રો છે ?" થોડીવાર પછી કલોડે પુછ્યું.

"થોડાક ઓળખીતા માણસો છે ને એક સખી છે."

"ઠીક ત્યારે ! આ મુશ્કેલીનો અંત કેમ લાવવો તેનો વિચાર કર્યા પછી તું તારી બ્હેનપણીને ત્યાં ચાલી જજે."

"તમારો આભાર !" કલોડપર રોઝને જરા પણ શક ઉપજ્યોનહિ.

"મારો ફ્લેટ પાસેજ છે." કલોડે ટેક્ષી ઉભી રખાવી કહ્યું: "મારે ત્યાં ચાલ જરા નાસ્તો લે. પછી આપણે શું કરવું તે વિષે હેરીકની સલાહ લઇશું."

"રોઝ નિશ્ચિંતપણે કલોડની સાથે તેના રૂમમાં ગઇ."

"હું હમણાં અહીં રહું છું." ઓરડામાં આવ્યા પછી કલોડે કહ્યું: "હું થોડા દીવસ પહેલાંજ ઇંગ્લાંડ આવ્યો અને ત્યારથીજ તારી શોધમાં હતો." રોઝને બેસવા એક ખુરશી આપી તેણે બારણું બંધ કર્યાં. "રોઝ ! પાંચ પાંચ વર્ષ સુધી હું તેને તજી ગયો હતો એટલે તું આપણા લગ્ન રદ કરાવી શકશે."

"હા, એમજ કરવું પડશે." આભારની લાગણીથી કલોડનો હાથ પકડી રોઝ બોલી: "હું જોનને ખરા જીગરથી ચાહું છું–જોન પર હું પાગલ થઇ છું. હું તમને ચાહતી નથી તે સાંભળીને ગુસ્સે ના થતા."

કલોડ વરડનના ચ્હેરા પર કાંઇ ફેરફાર થયો નહિ. પણ તે સ્થિર, તિક્ષણ નજરે રોઝને જોઈ રહયો. રોઝની પુર બહારમાં ખીલેલી યુવાની, તેની મોહક જાદુભરી સુંદરતા અને એકાંત જોઇને કલોડની વૃતી ચળી. તેના દિલમાં હવસની આગ સળગી.

"એ મારી બહેરી છે. હું કહું તેમ કરવાને એ બંધાયેલી છે." તેને વિચાર આવ્યો. અને તેની નાડીમાં જોશથી ખુન વહેવા લાગ્યું.

"હું અત્યારે તારા જોનપરના પ્રેમની ચિંતા કરતો નથી." એક ટેબલપરના ખાનામાંથી બે પ્યાલા કાઢી તેમાં પોર્ટવાઇન રેડતો તે બોલ્યો: "મને તારી ફીકર થાય છે. રખેને ભયની મારી તું બેભાન થઇ જાય તેનો મને ભય લાગે છે. લે, આ પ્યાલી પી જા.

"મને દારૂ ગમતો નથી." રોઝ બોલી પણ તેની નજર પ્યાલી પર ચોંટી હતી. કલોડની માયાળુ લાગણીની તેના પર અસર થઇ અને તે પ્યાલી લઇ ગટગટાવી ગઇ. લાલ પાણી પેટમાં પડવા પછી તેને જરા હિમ્મત આવી—તેનાં ફીક્કા ગાલ પર રતાશ આવી—તે ઉભી થઇ અને હેટ કાઢી આયના સામે ઉભી રહી પોતાના બોરવાયલા વાળ સમારવા લાગી. તે પછી તે કંટાળીને ખુરશીપર બેઠી અને ટેબલપર હાથની કોણી ટેકવી વિચારમાં પડી. કલોડ સામી ખુરશીપરથી તેને એકીટસે ટીકી રહયો હતો.

"રોઝ! તું મને પાછી મળી છે એટલે મને વિચાર થાય છે કે હું તને છોડી દઉં તો મુર્ખો ગણાઇશ. નહી. એમ ગભરાના. હું

તને હાનિ કરવા માંગતો નથી, પણ જરા મારો તો વિચાર કર ” ક્લોડે પોતાની લાગણી જાહેર કરી.

“ વાત એમ છે કે પાંચ વર્ષ પહેલાં તારી માને નાણાની મુશ્કેલી માંથી બચાવવા માટે હું તારી નાદાન ઉમ્મરમાં તારી સાથે પરણ્યો તેથી પતિ તરિકેનો મારો દાવો ઓછો થતો નથી.

“ તમે મને લગ્નના વચનથી બાંધી રાખવા માંગો છો ?” રોઝ ગભરાઇને બોલી.

“ શા માટે નહિ ? પાંચ વર્ષ સુધી એ લગ્નથી બંધનકારક હતા અને આજે પણ બંધનકારક છે.”

“ હું જોનને ચાહું છું. તમે મારા પર કરૂર થશો ?”

“ વ્હાલી ! એ કરૂરતાનો સવાલ નથી પણ જરૂરીયાતનો સવાલ છે. હજુ હું વૃધ્ધ થયો નથી. મને મી૦ હેરીકના જેટલીજ પત્નિની જરૂર છે. અને હું મરી જાઉં ત્યાં સુધી હેરીક પત્નિ તરિકે તને મેળવી શકશે નહિ.”

“ તમે મરી જાઓ ત્યાં સુધી ?” તે થરથરતી બોલી. ક્લોડ મરી જાય એવો લાગતો ન્હોતો. તેનો લાલ ચ્હેરો આરોગ્યની ખાત્રી આપતો હતો.

“ હું કદિ તમારી પત્નિ થવાની નથી. હું તમને ચાહતી નથી. મને તમારી દરકાર નથી ગમે તે રીતે મને છુટી કરો...”

ક્લોડ જરા હસ્યો.

"રોઝ ! મારી નજરે વિચાર કરી જો. તું નાદાન છોકરી હતી ત્યાં સુધી મેં તને સતાવી નથી. પણ અમેરીકાના જંગલમાં પણ મને તારા વિચાર આવ્યા હતા. તું જુવાનીમાં આવશે ત્યારે ભલભલી ઉમરાવજાદી પણ તારી ખુબસુરતીની અદેખાઇ કરશે. એવી મારી ખાત્રી હતી, નહિ રોઝ ! તારા જેવી પરીજાદીને છોડી દેવાની મુર્ખાઇ હું કરવાનો નથી.

"ચુપ રહો ?" રોઝ ઉભી થઇ પોતાના કાનપર હાથ મુકી બરાડી: "તમારી વાત હું સાંભળી શકિત નથી. હું આજે એવા ગૃહસ્થને પરણી છું કે જે મારો આત્મા છે. તમે જે શબ્દ બોલો છો તે મારૂં અપમાન કરનારા છે. પાંચ વર્ષ પહેલાં તમે મને છોડી ગયા, મારી મા મરી ગઇ ત્યારે હું પાઇ વગરની ભીખારણ બની તે વખતે તમે મને શોધી કાઢી મારૂં રક્ષણ કર્યું હતું ? કોઇ પણ સ્વમાનવાળો પતિ પોતાની પત્નિ નિરાધાર હાલતમાં સબડવા દે ખરો ? પણ તમે તમારા કોઈ કારણસર દક્ષિણ આફ્રીકામાં ભરાઇ રહ્યા અને આજે હું તમને અકસ્માત મળી ગઇ ત્યારે તમે મારા ધણી થવાનો દાવો કરો છો ? નહિ. એ કદિ બનશે નહિ."

તેની આંખોમાંથી અંગારા વરસવા લાગ્યા. તે ક્લોડ-વરડનની સામે થવાનો-તેની નીચ બાજી ઉંધી વાળવાનો નિશ્ચય કરી ચુકી હતી, તરતજ તેણે હેટ માથે મુકી અને તેમાં પીન ખોસી દીધી.

વરડન તેને પકડવાં ઉભો થયો.

"સબુર ! જો તું પાછી ચાલી જશે તો હું તને પાછી પકડી લાવીશ. અને હું તારો ધણી છું એ વાત જાહેર કરીશ. રોઝ વરડન ! જ્યાં ઉભી છે ત્યાંજ ઉભી રહે. આ મારૂં ઘર છે અને અહીંજ રહેવાની તારી ફરજ છે."

રોઝે આસપાસ નજર કરી. સારા નસીબે તે બારણાની બાજુએ હતી.

"હું જાઉં છું. દુનિયાની કોઇ પણ સત્તા મને અટકાવી શકશે નહિ. હું જોનને બધું કહી દઈશ. અને મારો વ્હાલો મને કોઇપણ રીતે સ્વતંત્ર કરશે." તે અડગ નિશ્ચયથી બોલી બારણા તરફ ગઇ.

"બારણા બંધ છે. ઉભી રહે, તું મારી પત્નિ છે."

નહીં, બારણાંને તાળું માર્યું નથી. હુ આ ચાલી..." આજ પળે કલોડ તેની પાસે આવ્યા અને તેને અટકાવી. રોઝ જરા વિચારમાં પડી. તેના ચશ્માપર રોઝની નજર પડતાંજ તેને એક મુક્કી મારી તેના નાક પરથી ચશ્મા પાડી નાખ્યા તે જાણુતી હતી કે ચશ્મા વિના કલોડ આંધળા જેવો થઇ જશે અને તેને નાસી જવાની તક મળશે.

ચશ્મા જવાથી કલોડે ગુસ્સાથી દાંત પીસ્યા અને તે આંધળાની પેઠે ઓરડામાં હાથ ફેરવવા લાગ્યો. રોઝ તરત બારણા તરફ દોડી. બારણું ઉઘાડી બહાર જતાં તેનો ડગલો ભેરવાયો. તે જોસથી ખેંચી કાઢી ત્યાંથી બીધેલી હરણીની પેઠે તે દાદર ઉતરવા લાગી.

દાદરપર ગયા પછી તેણે કલોડના ઓરડામાં અવાજ સાંભળ્યો. ચશ્મા શોધવા માટે કલોડ ફાંફાં મારતો હશે. એવી તેણે કલ્પના કરી પણ બીજી પળે કલોડની ભયભરી ચીચીઆરી સંભળાઇ. રોઝ બીધી અને અનેક તર્ક વિતર્ક કરતી દાદર ઉતરી નાસી ગઇ.

પેલી ચીચીઆરી શાની હતી તે કોઇ કહી શકશે ?

# પ્રકરણ ૩ જું.

## સખીની સલાહ.

કલોડ વરડનના ગરમ ઓરડામાંથી અચાનક ઠંડી હવામાં આવતાં રોઝના માથાપર સળગતી ચિંતા, ભય અને નિરાશાની ધગધગતી ભઠી જરા ઠંડી થઇ. કલોડના ઓરડાના બંધ બારણાની પાછળ શું થયું હતું તેનો વિચાર કરવા તેની તપાસ કરવાની તેની હિમ્મત ચાલી નહી, તેના મગજમાં આ ભયંકર સ્થળેથી જેમ બને તેમ જલદીથી ચાલી જવાનો વિચારજ ઘોળાયા કરતો હતો અને તે ગમે તે ભોગે પોતાના આગલા પતિના પંઝામાંથી છટકી જઇ જીંદગીની લડત લડી નાખવા માગતી હતી.

નિરાશાના ઘોર અંધકારમાં એ બીચારી મધુરી, આશાભરી યુવાન રમણીને આશાનું એક પણ કિરણ જણાયું નહિ તે જે સ્થીતીમાં આવી પડી હતી તે કોઇ પણ સ્ત્રીને માટે ભય ભરી હતી. રોઝ દુનીઆદારીની વધુ અનુભવી નહોતી. તેની માતાના મરણ પછી તે પાઇ વગરની ભીખારણ થઈ ગઇ હતી; પણ તે વખતે તે ડરી નહોતી. તેણે હિમ્મતથી પોતાનું ગુજરાન કરવા માટે જોઇતાં સાધનો શોધી લીધાં હતાં. નોકરીની ફરજો તે ઝડપથી શીખી ગઇ હતી અને જોન હેરીક જેવા પ્રખ્યાત બેરીસ્ટરની સેક્રેટરી તરીકે તેણે તેને સંતોષ આપ્યો હતો. પણ તે પછી જોન તેના પર મોહી પડયો–રોઝ એ મીઠાં પ્રેમને વશ થઇ અને હવે જોનના પ્રેમ શિવાય તે બીજું કંઇ જાણતી નહોતી.

તે જોનને પરણી ગઇ—તેના સુખનો—આનંદનો પાર રહ્યો નહિ પણ લગ્નને પહેલેજ દીને "હનીમુન" ગુજારવા જતા વખતે તેનો આગલો ધણી ભુતની પેઠે અચાનક ફુટી નીકળ્યો અને તેથી રોઝનું આખું જીવનજ ફેરવાઇ ગયું.

રસ્તામાં તે કંઇપણ હેતુ વિના પગ જ્યાં લઇ જાય ત્યાં જતી હતી. તે કોની બઇરી છે? એ ખ્યાલ તેને ધ્રુજાવી રહ્યો હતો. તે જોનને પ્રાણથી પણ વધારે ચાહતી હતી; પણ કાયદો તેને બીજાનીજ બૈરી બનાવતો હતો. થાકથી અને આ ભયંકર વિચારના ત્રાસથી તે એક બગીચાના કમ્પાઉંડ પાસે ઉભી રહી. થોડી વાર શ્વાસ લીધા પછી તેની નજર બગીચાના દરવાજાપરના નામ પર પડી. "કોનોટ ગાર્ડન્સ!" આ શબ્દો વાંચતાં તેને યાદ આવ્યું કે જોન હેરીટની મિત્ર-મીસ એલીસ બ્રાઉન ત્યાંજ રહેતી હતી. એલીસ સુંદર, અને યુવાન હતી. તે ભલી હશે—તે તેને મદદ કરશે કેમકે એકવાર તે જોનની ખાસ મિત્ર હતી.

રોઝે સઘળી બીક ખંખેરી કાઢી અને તે હિમ્મતથી એલીસનું ઘર શોધવા લાગી અંતે તે એક સુંદર ઘર પાસે જઇ પુગી તે એલીસનું હતું. બારીપરના પરદા અંદરના કીમતી રાચ રચીલાની આગાહી કરતા હતા. તેણે દરવાજા પાસે જઇ ઘંટડી વગાડી અને થોડીવારમાં તરતની ઉંઘમાંથી ઉઠેલી દાસીએ આંખ ચોળતાં ચોળતાં દ્વાર ઉઘાડયાં.

"મીસ બ્રાઉન ઘરમાં છે?" રોઝે આતુરતાથી પુછયું.

"નહિ મીસ! પણ થોડીવારમાં આવવાં જોઇએ. તમે થોભી શકશો ?"

રોઝને આરામની જરૂર હતી. તે એકલી ભટકવા માગતી નહોતી તેથી તે દાસીની સાથે ઘરમાં દાખલ થઇ. એજ વખતે ઘરના મુખ્ય દરવાજા પાસે એક મોટર આવી ઉભી રહી અને તેમાંથી એક યુવાન રમણી બહાર નીકળી તે સુગંધીદાર સેંટથી મઘમઘ થઇ રહી હતી. ગાઉનનો એક છેડો હાથમાં પકડી તે ઘરમાં આવી અને બીજી પળેજ તેણે રોઝને વ્હાલથી શેકહેંડ કરી. દાસીએ બારણા આગળજ તેને રોઝના આગમનની ખબર આપી દીધી હતી.

"ઓહો! મીસ મેક્ષવેલ! કેમ છો ? તમને જોઇને હું ઘણીજ ખુશી થઈ છું, આવો, કોટ કાઢી નાખો. આપણે આરામથી સગડી પાસે બેસી વાત કરીએ. ગભરાઓ છો શા માટે ? આ તમારૂંજ ઘર છે." એલીસ કોટ કાઢી નાખી સગડી પાસે એક સોફાપર બેસી સીગરેટ સળગાવતી બોલી. તેના હાવભાવ અને અભિનય પરથી તે પાંચ પૈસે સુખી શોખીન સ્ત્રી જણાતી હતી. રોઝને તેણે આપેલા આવકારથી તેને સંતોષ થયો, અને તે ટેબલપર ટીકટીક થતાં સોના રૂપાથી મઢેલા ઘડીઆળ તરફ જોઇ રહી.

"તમે મી૦ હેરીકનાં મિત્ર છો એમ ધારી હું અહીં આવી છું. તમે મને ઓળખતાં હશો..." રોઝ ધીમેથી બોલી.

"તમને નહી ઓળખું? વાહ! તમે પણ કેવી વાત કરો છો? હું હમણાંજ એક મોટી ડીનર પાર્ટીમાંથી આવી એટલે મને મોડું થયું.

ગયા જુન મહીનામાં જોને લેડી ઓમરની ગાર્ડન પાર્ટીમાં મારી સાથે તમારી ઓળખાણ કરાવી હતી. હું તમારા જેવી સખીને ભુલી જાઉં એવી ભુલકણી નથી. તે પછી સીરીલ ડેનસમની ૨૧મી વર્ષ ગાંઠને દીને થયલી મીજબાનીમાં આપણે મળ્યાં હતાં તે ભુલી ગયા ? જોન અને હું ઓક્ષફર્ડમાં સાથે હતાં. અમે બચપણના દોસ્તો છીએ. પણ મીસ મેક્ષવેલ ! તમે બીમાર હો એવા લાગો છો ? તમારા વાળ વીખરાઇ ગયા છે, તમારી હેટ ઘુંદાઇ ગઇ છે. શયનગ્રહમાં જઈ તમે વાળ સમારી આવશો ?"

"તમારો આભાર. પણ હમણાં હું શણગાર કરવા માગતી નથી. મહેરબાની કરી મને એક હેટપીન આપશો તો ચાલશે, મારી પીન હું થોડીવાર પહેલાં કયાંક ભુલી આવી છું. મીસ બ્રાઉન ! હું ઘણી મુશ્કેલીમાં છું. તમે મને અને... જોનને મદદ કરશો, એમ ધારી તમારી પાસે દોડી આવી છું." રોઝ ખુલાસો કરવા લાગી.

એલીસ બ્રાઉન નરમ રેશમી બ્લુ વસ્ત્રમાં સજ થઈ હતી અને તેમાં તેની ખુબસુરતી અજબ ખીલી ઉઠી હતી. રોઝની વાત સાંભળી જરા વિચારમાં પડી–તેણે અરધી આંખો મીંચી અને પાછી રોઝ તરફ તિક્ષ્ણ નજર કરીઃ "તમે અને જોન મુશ્કેલીમાં છો ? મને કંઇ સમજ પડતી નથી. શાંત થાઓ અને જે હોય તે મને કહો." કહી તેણે સીગરેટ ફેંકી દીધી.

"આજે હું હેમ્પસ્ટેડમાં સેંટ પોલના દેવળમાં જોન સાથે પરણી..." રોઝ બોલી. એલીસ અજબ થઇ. તેના ખભા પરનો

મુલાયમ સ્કાર્ફ નીચે પડી ગયો અને તે લેવાને બ્હાને તે નીચી વળવાથી તેના ચહેરા પરનો ભાવ રોઝ જોઇ શકી નહિ.

"તમે જોનને પરણ્યા? નહિ. નહિ, તમે મશ્કરી કરો છો... ......" સગડી તરફ નજર રાખી એલીસે અજાયબી બતાવી.

"મી૦ હેરીક અને તમે ખાસ મિત્રો હતાં ને તેથી હું અહીં આવી છું. હું જે કહું છું તે તદ્દન સાચું છે."

"અમે મિત્રો હતાં એ વાત ખરી છે. ડેનસમને ત્યાંની પાર્ટી પછી અમે એક બીજાને મળ્યાં નથી. અજબ જેવી વાત છે કે જોને પોતાના લગ્નની મને પણ ખબર ન આપી... વારૂ, બોલો શું થયું છે? મારા જુના મિત્ર જોનને ખાતર જો મારાથી બની શકશે તો હું તમને મદદ કરીશ." છેલ્લા શબ્દો એલીસ અજબ લાગણીથી બોલી.

"આહ! મીસ બ્રાઉન! હું જાણતીજ હતી કે તમે મારા તરફ દીલસોજી બતાવશો. હું બીનઅનુભવી છું અને અચાનક આફતથી ગભરાઇ ગઇ છું ઓ પ્રભુ! મારૂં શું થશે? હું જોનને મારી જીંદગીનો ભેદ કહ્યા વિના પરણી હતી..."

એલીસ ટટાર થઇ–તેની અગમ્ય આંખોમાંથી ભેદી પ્રકાશ ચમક્યો."

"એવો ભેદ શો છે? કંઇ ભયંકર વાત છે?"

"હા. હું અગાઉ પરણી હતી તેની જોનને ખબર કરયા વિના હું તેને પરણી છું."

તેં એવી ભુલ શા માટે કરી ?"

"સ્ત્રી જ્યારે પ્રેમમાં દીવાની થાય છે ત્યારે તે ગમે તેવી મુર્ખાઇ કરી નાંખે છે. હું જોનપર પાગલ થઇ હતી. જો હું તેને મારી જીંદગીનો ભેદ કહી દઉં તો તે મારી પરવા કરશે નહિ એવી મને બીક લાગી હતી. વળી તેને એ વાત કહેવાની કંઇ જરૂર પણ નહોતી. મારા આગલા લગ્નને એટલો બધો વખત વહી ગયો હતો કે હું એ બનાવને પણ ભુલી ગઇ હતી..."

"પણ તારો પહેલો પતિ—"

"હું તેને મારી માને રાજી રાખવા માટે સતર વરસની નાદાન વયે પરણી હતી. હું તે વખતે નીશાળે જતી હતી. મારી માએ મને બળાત્કારથી પરણાવી હતી. મારા ધણીએ તે વખતે મારી દરકાર કરી નહિ અને હું તો તેને ચાહતીજ ન્હોતી. તે લગ્ન પછી તરતજ પરદેશ ચાલ્યો ગયો. ૭ સાત મહીના પછી મને તેના મરણની ખબર પડી. વાલપારેઝોના એક વકીલે મારી મા પર તેના મરણના પુરાવા મોકલી આપ્યા; અને તે પરથી હું ખાત્રીથી માની બેઠી કે હું તદ્દન સ્વતંત્ર છું...ઓ પ્રભુ ! મને માફ કર—"

"તેં આ વાત જોનથી શા માટે છુપી રાખી ?" એલીસ હવે રોઝની ઉલટ તપાસ લેવા લાગી.

રોઝે શરમાઇને નીચે જોયું.

"અમે બન્ને અચાનક પ્રેમમાં પડયાં એક મહિના પહેલાં તે મને ચાહે છે એવો મને ખ્યાલ ન્હોતો. તે પછી તેણે અચાનક મારા પ્રેમની માગણી કરી મને પોતાના ઘરની રાણી બનાવવાનું વચન આપ્યું. મેં હા પાડી. મારા સુખનો પાર રહયો નહીં અને એ મુખી પળોમાં હું ભુતકાળ ભુલી ગઈ. રખેને મારા વહાલા જોનનો પ્યાર ઓછો થઇ જાય એવા ભયથી હું તદ્દન ચુપ રહી..."

"તારી એ ભુલ હતી."

"હા, એ ભુલનું પરિણામ હવે હુંજ સહન કરું છું.

"વારૂ...પછી શું થયું ?"

"મીસ બ્રાઉન ! આજે રાતે હું અને જોન પેરીસ જવાના હતાં ...એવામાં મારો આગલો ધણી વીકટોરીઆ સ્ટેશન પર ફુટી નીકળ્યો તેણે મને ઓળખી–મેં મારા બીજા લગ્નની વાત કરી ત્યારે કલોડ ઘણો નિરાશ થઇ ગયો..."

"કલોડ ? તેનું નામ શું ?" એલીસ જરા ચમકી.

"કલોડ વરડન"

"હં...પછી ?" અજબ ચાલાકીથી મનોભાવ છુપાવી એલીસ બોલી.

"તેણે મને કહ્યું કે કોઇ પણ ભોગે આ વાત કરી જાહેર નીંદા થવા દેવી નહિ. અમે અમારી નજર સામે એક્ષપ્રેસ ટ્રેન ચાલી જતી

જોઇ. જોન તેમાંજ હતો. ક્લોડે મારા તરફ દીલસોજી બતાવી. તે મારો મિત્ર થવા તઇયાર થયો અને મેં મુરખીએ તેનાપર વિશ્વાસ મુકયો. હું તેને ઘેર ગઇ ત્યાં તેણે પોતાની ખરી જાત બતાવી અને મારા ધણી તરીકે મને તેની સાથે રહેવાનો આગ્રહ કરવા લાગ્યો."

"તું આગલા લગ્નનો ઇનકાર કરતી નથી ?"

"શી રીતે ઇનકાર કરૂ ? કમનસીબે હું ક્લોડને પરણી હતી એ વાત સાચી છે."

"તે તને કયાં લઇ ગયો હતો ?"

"વેસ્ટ મીનસ્ટર, મેથયુઝ મેનશન્સ, ફ્લેટ નં૦ ૬૭..."

"તેણે તને પાછી આવવા દીધી ?"

"નહિ, તે તો મને ત્યાં રોકી રાખવા માગતો હતો. પણ હુ તેને છોડી નાસી આવી...પછી કંઈ ભયંકર બનાવ બન્યો..."

"શો ?"

"હું બારણાની બહાર નીકળી કે તરત મેં ક્લોડની મોટી ચીસ સાંભળી હું એટલી બધી ગભરાઇ હતી કે ઝડપથી દાદર ઉતરી ગઇ..."

એલીસ સીગરેટની બોક્ષમાં આંગળી નાખી રમત કરવા લાગી.

"આબાદ નાટક જેવો બનાવ !...સાંભળ, પેલો છાપાવાળો પોરીઓ શું બુમ મારે છે ?"

તે બારી પાસે ગઇ અને પરદો ખસેડી ઉભી રહી. રસ્તામાં છાપા વેચનારા છોકરાઓ બુમાબુમ કરી રહયા હતા.

"વેસ્ટ મીનસ્ટરમાં ભેદી ખુન-હેટ પીન-ખુનીને પકડવાનું ચિન્હ...ખાસ વધારો-"

"લે, આ વળી કોઇ બીજું ખુન થયું! આજ કાલ લંડનમાં ખુનીઓ વધી ગયા છે." એલીસ પરદો પાછો નાખી બોલી અને તેણે પોતાની દાસીને બોલાવી છાપુ લાવવાની આજ્ઞા કરી. રોઝ છાપાવાળા છોકરાઓનો અવાજ સાંભળી વધુ ને વધુ ગભરાતી જતી હતી.

થોડીવારમાં દાસી છાપું લઇ આવી અને તે એલીસના હાથમાં મુકી ચાલી ગઇ.

એલીસે થોડીક પળ છાપું વાંચ્યું. તે પછી તેણે ઉંચું જોયું. તેના ચહેરા પર ભયની નિશાની હતી.

"મારી વ્હાલી રોઝ! આમાં શું લખ્યું છે તે જાણે છે? નહિ. તારે વાંચવાની જરૂર નથી."

"મને વાંચવા દો. એમાં મારે વિશે ઇસારો નહિ હોય."

"વ્હાલી તારી ધારણા ભુલભરી છે. જેનું ખુન થવાની વાત છપાઇ છે તેનું નામ મી૦ વરડન છે-ખુન તેના દીવાનખાનામાં થયું છે કે જ્યાં તું તેની સાથે ગઈ હતી. પોલીસે એક ચાંદીની હેટપીન પકડી છે અને તારી હેટની પીન પણ ગુમ થયલી છે."

રોઝ ડુસકા ખાવા લાગી.

"હું નિર્દોષ છું—ખુદાના કસમ ખાઇને કહું છું કે હું નિર્દોષ છું. મેં કલોડને હાથ પણ અરાડયો નથી. મેં તેની ચીસ સાંભળી હતી એ શીવાય હું કંઇ પણ જાણતી નથી. તમે તો મને ગુનેહગાર ધારતા નથી ને ?"

"નહિ નહિ તારા જેવી છોકરી આવું કામ કરે તે હું માનતી નથી. બેસી જા, હું પુછું તેનો જવાબ આપ."

રોઝ ગરીબ ગાય જેવી પાછી બેસી ગઇ.

"સેંટ મેથયુઝ મેનશનમાં દાખલ થતી તને કોઇએ જોઇ હતી ?"

"નહિ અમે જે સ્ટેશન પરથી જે ટેક્ષી લીધી હતી તેને થોડે દુરથી છોડી દીધી હતી અને તે તરતજ ચાલી ગઇ હતી."

"વારૂ, પછી તું તારા ધણી સાથે દાદર ચઢી ત્યારે તમારા બે શિવાય દાદરપર બીજું કોઇ હતું ?"

"નહિ."

"તું કલોડના રૂમમાં હતી ત્યારે કોઇ આવ્યું હતું ? કોઇએ બારણાં ઠોકયા હતાં ?"

"નહિ."

એલીસ હસી અને રોઝનો હાથ પકડી બોલી: "ત્યારે વ્હાલી ! તારે હેટ પીન શીવાય કશાથી ડરવાની જરૂર નથી. શું તારી પીન કોઇ ખાસ જાતની હતી ?"

"નહિ, એવી તો મેં સેંકડો પીન જોઇ છે."

"ત્યારે તદ્દન ચુપ રહે–તારો કોઈ વાળ પણ વાંકો કરી શકશે નહિ."

"પણ જોન...મી૦ હેરીક..."

"હા. તે તને પુછશે કે વીકટોરીઆ સ્ટેશન પરથી તું કયાં ગઇ હતી અને તે દરમીયાન તેં શું કર્યું હતું?"

"અને મારે સઘળો એકરાર કરવો પડશે."

એલીસે ભવાં ચઢાવ્યાં.

"શાનો એકરાર?"

"એ કે હું તેની ઐરી નથી. કલોડ વરડનને હું પરણી હતી."

"મારી વ્હાલી રોઝ!" તેના ખભાપર વ્હાલથી હાથ મુકી એલીસ બોલી: "તું જોનને ચાહે છે અને જોન તને ચાહે છે ખરૂં?"

"હા."

"તો પછી તમારા બંનેના સુખ માટે, જોનની કીર્તિ કલંકીત થતી બચાવવા માટે, તમારા બેની નીંદા અટકાવવા માટે તારે ખાસ સંભાળ લેવાની જરૂર છે."

"હું જોન માટે ગમે તે કરવાને તૈયાર છું"

"તો સાવધ થા. કલોડ વરડનનું કોણ જાણે કોણે ખુન કર્યું છે. કલોડના મરણ સાથે તારા તેની સાથેના લગ્ન રદ થાય છે અને તું પાછી સ્વતંત્ર થાય છે. આજેજ તું જોન હેરીકને પરણી–તે તારો પતિ છે–તે તને ચાહે છે. તારા પર તેને સંપુર્ણ વિશ્વાસ છે. રોઝ! તારા ધણીનો વિશ્વાસ ઉઠી જાય એવું કંઇજ ના કરતી."

"તમે એમ કહેવા માગો છો કે મારા આગલા કમનસીબ લગ્નની વાત હજુ મારે છુપાવી રાખવી ?"

"હા. હવે એ વાત કહેવાની જરૂર શી છે ? તું જોન હેરીકની પત્ની છે કેમકે વરડન પેલી દુનીઆનો મહેમાન થયો છે."

"મને લાગે છે કે મારે જોનને બધી વાત કહી દેવી જોઇએ." રોઝ બોલી.

"નહિ, તારે એક શબ્દ પણ ન બોલવો જોઇએ. જો, જરા વિચાર કરી જો. જો તું બધો ભેદ ખોલી દેશે તો શું થશે ? તને પોલીસ ગીરફતાર કરશે, તારા આગલા લગ્નની વાત બહાર આવશે, તું ક્લોડ વરડનની પત્ની હતી અને તેને તું ચાહતી નહિ હોવાથી તેં તેને તારા રસ્તામાંથી દુર કર્યો હતો એવી સરકારી વકીલની દલીલ અદાલત સહેલાઇથી માની લેશે, એ જુઠી અતિશયોક્તિભરી હકીકત છાપામાં છપાશે; અને જોનની ઝળકતી કારકીર્દિ પર તેની ખરાબ અસર થયા વિના રહેશે નહિ. કદાચ તે તારો બચાવ કરવા તૈયાર થશે; પણ આ બધી બીનજરૂરી ચીંતા વહોરવાની જરૂર શી છે ? જો તું તારૂં અને જોનનું કલ્યાણ ચાહતી હોય તો તારે તારૂં મોઢું તદન ચુપજ રાખવું જોઇએ."

રોઝે ભારે નીશ્વાસ નાખ્યો.

"વ્હાલી રોઝ ! તારે કોઇ પણ જાતનો એકરાર કરવાની કંઇ જરૂરજ નથી. તું અચાનક આફતમાં આવી પડી છે તેથી તને

હમણાં આ બધું અસત્ય લાગે છે; પણ વખત જતાં તું શાંત થશે ત્યારેજ તને લાગશે કે મારી સલાહ સાચી છે. તું કલોડ વરડનને મળી હતી તેની તારા પતિ જોનને પણ ખબર પડવી જોઇએ નહિ. આ ખુન પ્રજા ભુલી જાય તે પછી તું જોન પાસે ખુલાસો કરજે. તેનું ઉદાર જીગર બધું સમજી જશે. પણ હમણાં જો આ વાત બહાર આવશે તો તેની આબરૂની પાયમાલી થઇ જશે."

રોઝને ખરી પરિસ્થીતિનું ભાન થયું. તેને લાગ્યું કે જો તે હિમ્મતથી મૌન ધારણ કરશે તો તે સુખી થશે, જોનનો પ્રેમ મેળવશે. હમણા મૌન રહેવામાંજ સાર છે, પાછળથી તે પોતાના ધણીને સમજાવી લેશે એમ ધારી તેણે સંતોષ લીધો.

"મને લાગે છે કે તમારી સલાહ સાચી છે." આંસુભરી આંખે રોઝે એલીસને કહ્યું: "પણ હું લંડનમાં છું અને કાલે સહવારે જોનને મળીશ તેની મારે તેને ખબર આપવી જોઇએ."

એલીસ ભેદભર્યું હસી પણ રોઝ તે જોઇ શકી નહિ.

"તમે ફોકસ્ટોનમાં કયા હોટલમાં ઉતરવાનાં હતાં ?"

"વ્હાઇટ રોકમાં."

એલીસ ટેલીફોન પાસે ગઇ. "હું હમણાંજ જોનને ખબર આપું છું. તે હોટલમાં તારી રાહ જોતો હશે. તારે જોઇએ તો તું તેની સાથે વાત કર, નહિ તો હું તેને કહું કે તું ટ્રેન ચુકી જવાથી મારે ઘેર આજની રાત રહી છે."

"હું જ જોન સાથે વાત કરીશ. તમે નંબર જોડી આપો.'

ફ્રેકસ્ટોનની ત્રંક લાઇનના નંબર મળતાં પા કલાક ગયો અને તે પછી પાંચ મીનીટે ફ્રેકસ્ટોનના વ્હાઇટ રૌક હોટલની ઘંટડી વાગી; "હા, હું ફ્રેકસ્ટોન હોટલની મેનેજરેસ છું તમારે કોની સાથે વાત કરવી છે?" રોઝે ધીમો અવાજ સાંભળ્યો.

"હું મીસીસ હેરીક છું." રોઝે જવાબ આપ્યો. "તમારા હોટલમાં મારા પતિ મી૦ જોન હેરીક છે કે?"

"હા, મી૦ હેરીક અહીં આવ્યા છે ખરા, જરા થોભો હું હમણાં તેમને બોલાવું છું."

જોનનો અવાજ સાંભળવાને આતુર થયલી રોઝ ભયથી ધડકતી છાતીએ થોભી.

આખરે પાછો અવાજ આવ્યો પણ તે જોનનો નહોતો.

"તમે મીસીસ હેરીક છો?"

"હા."

"મેં તમારા પતિને તમારો સંદેશો પહોંચાડવાની કોશીષ કરી; પણ હું નિષ્ફળ ગઇ"

"કેમ?"

"કારણ કે મી૦ હેરીક ફ્રેકસ્ટોનની પોલીસ ફોજના વડા સાથે ખાનગી વાતચીત કરે છે. તમે ફરીથી ફોન કરશો?" હોટલની મેનેજરેસ બોલી અને આ શબ્દો રોઝને વજ્રઘાત જેવા લાગ્યા.

# પ્રકરણ ૪ થું.

## બે સખીઓ.

એલીસ તીક્ષ્ણ નજરે રોઝનું વદન જોઇ રહી હતી. જોન હોટલમાં પોલીસ સાથે વાત કરે છે એ વાત સાંભળી રોઝ ગભરાઇ; પણ તેનો ફીકકો ચહેરો વધુ ફીકકો થયો નહિ. રોઝ કયારની રૂની પુણી જેવી થઇ ગઇ હતી અને તેની ચળકતી આંખોમાં ભયની લાગણી તરવરી રહી હતી.

"હા. હું ફરીથી "રીંગ" કરીશ." તેણે ધીમે અવાજે જવાબ વાળ્યો. "જો તમે મારા પતિને મળો તો તેમને કહેજો કે હું તેમની સાથે વાત કરવાને આતુર છું. હું મીસીસ હેરીક છું–સમજ્યાં કે ? "

એલીસે તેની પાસે આવી તેની કાંડી પકડી કહ્યું "રીસીવર છોડી દે વ્હાલી ! નહિ તો તું ગમે તે બોલી જશે." તે રોઝના કાનમાં બબડી. "શું જોન હોટલમાં નથી ? તને શું જવાબ મળ્યો ?"

રોઝે રીસીવર મુકી દીધું અને તે દીવાલને અઢેલી શ્વાસ લેવા લાગી.

"એ લોકોને મારા પર શક ગયો છે. પોલીસ અત્યાર અગાઉ જોન પાસે પહોંચી ગઇ છે."

"તને એમ કોણે કહ્યું ? "

"હોટલની મેનેજરે ! ફોકસ્ટોનની પોલીસ ફોજનો વડો અમલદાર જોનને ખાનગીમાં પરપુછ કરી રહયો છે. તમે એનો અર્થ સમજી

શક્તાં નથી ? એ લોકો અમને છુટાં પાડશે—ઓહ ! મારો જોન ! મારૂં શું થશે ?"

તે રડતી–ડુંસકા ખાતી એક ખુરશીપર પડી અને પોતાના ગોરા હાથોમાં મ્હો છુપાવી બાળક પેઠે રોવા લાગી. વીજળીક વેગે એલીસ તેની પાસે ગઇ અને તેના માથાપર હાથ ફેરવતી બોલીઃ "જુઓ મીસીસ હેરીક ! તમે આમ હિમ્મત હારી જશો તે ચાલવાનું નથી. શાંત થાઓ; નહિ તો તમે તમને અને તમારા પતિને ભયમાં લાવી મુકશો. તમે ખુન કર્યું નથી. વરડનના રૂમમાંથી તમને બહાર નીકળતાં કોઇએ જોયાં નથી. લંડનનો કોઇ પણ માણસ તમને આ ગુન્હામાં સંડોવી શકે તેમ નથી તો પછી તમે શા માટે ગભરાઓ છો ? બોલો, હોટલવાળીએ તમને શું કહ્યું ?"

"એટલુંજ કે જોન પોલીસ અમલદાર સાથે ખાનગી વાતચીત કરે છે." રોઝ બોલી.

"કદાચ એ વાતચીતને આ ગુન્હા સાથે કંઇ પણ સંબંધ નહિ હોય, રોઝ ! તારો ધણી બેરીસ્ટર છે એટલે તેના ધંધાને લીધે તેને ઘણી વાર પોલીસ સાથે કામ પડે છે."

ડુબતો માણસ ફીણને વળગે તેમ રોઝે આ સુચના પકડી લીધી.

"હા. હા. ઘણીવાર તો નહિ પણ કેઇ કોઇવાર અમારે ઘેર પોલીસ અમલદાર જોનને મળવા આવતો હતો...હાય ! મારૂં ઘર ! હું કદી પાછી મારે ઘેર જઇશ નહિ. જોનથી મારે વિખુટાં પડવુંજ પડશે એવો મને ભય લાગે છે."

"તું તદ્દન ખોટી બીક રાખે છે." એલીસ બોલી "હિમ્મત રાખ. હમણા જોન 'ફોન' કરશે. નહિ તો તું પાછી "રીંગ" મારજે. લે, આ પી જા, ગભરા ના–તને કંઇ થવાનું નથી." આટલું કહી એલીસે એક પ્યાલી ભરી રોઝને પીવા આપી અને રોઝ ચાવી આપેલી પુતળીની પેઠે તે પી ગઇ. શરાબ પીવાથી તેનામાં તેજી આવી અને તે આભારની લાગણીથી એલીસ તરફ જોઇ હસી.

"મીસ બ્રાઉન ! તમારી મહેરબાની હું કદી પણ ભુલીશ નહિ. તમે અણીને વખતે મને સહાય કરી છે. હું જાણું છું કે હું હીમ્મત હારી નિરાશ થઈ ગઇ છું. ઓહ ! મને જોનને સુખી કરવાની કેવી કેવી હોંશ હતી ! મારી ભુલથી–એક નજીવી ભુલથી એ સુખ ઉડી ગયું તેથી મને બહુજ લાગી આવે છે મીસ બ્રાઉન ! હું મારા જોનને માટે ગમે તે કરવાને તૈયાર છું."

"હું તે જાણું છું અને તેથીજ તમે જે બોલો યા કરો તેમાં સંભાળ રાખવાની જરૂર છે. જોન તારો ભરથાર છે અને મારો મિત્ર છે. તું પ્રેમને લીધે તેને માટે ગમે તે કરવાને તઇયાર છે જ્યારે હું પવિત્ર મિત્રતાથી તેની કીર્તિનું રક્ષણ કરવાને આતુર છું. વ્હાલી ! આપણે પ્રથમ તેનો વિચાર કરવો જોઇએ."

"હવે તે નવરા થયા હશે ?" રોઝ પટપટી. એલીસના શબ્દો ભાગ્યેજ તેના કાન પર પડયા હશે. તેનું સઘળું ધ્યાન જોનમાં હતું. તેની નજર સામે ફોકસ્ટોનના હોટલનો ઓરડો તરવરી રહ્યો

હતો. એ ઓરડામાં જોન વ્હીલે મ્હોડે બેઠો હશે. અને ડીટેક્ટીવ તેને જાત જાતના સવાલો પુછીને હેરાન કરતો હશે એવા ખ્યાલથી તે દુઃખી થતી હતી.

"તું બેસી રહે. હું તને નંબર જોડી આપું છું," એલીસે તેને ખુરશીપર બેસાડી દઇ હાથમાં રીસીવર લઈ "વ્હાઈટ રોક હોટલ" નો નંબર માગ્યો; "રોઝ! જો, જોન તારી સાથે વાત કરવા આવે તો તેને એટલુંજ કહેજે કે ટ્રેન ચુકી જવા પછી તું અહીં આવી હતી. તે પછી તું જોનનેજ બોલવા દેજે. જો કંઇ ગભરાવા જેવું હશે તો તેની વાત પરથી તરત માલુમ પડી જશે. મને લાગે છે કે તારે ગભરાવાની કંઇજ જરૂર નથી.........મને ફ્રેકસ્ટોન નં૦ ૮૨૯૭૪ જોઇએ છે. પ્લીઝ ઈઝ..." થોડીકવાર પછી ઘંટડી વાગી: "હં—વ્હાઈટ રાક હોટલ છે કે? થેંક્યુ. હું મીસ બ્રાઉન છું. મીસીસ હેરીક તરફથી વાત કરૂં છું, મી૦ હેરીક કામમાંથી પરવાર્યા કે?...હા. હું થોભું છું હં!..."

રોઝ ઉભી થઇ અને એલીસના ખભાપર જોરથી હાથ મુકી જેમ તેમ ઉભી રહી. તેને પોતાની જાનની દરકાર ન હોતી. તે પોતાની ભુલની સજા ખમવાને તઇયાર હતી. તેનો વ્હાલો જોન સલામત છે એટલીજ ખાત્રીની તેને જરૂર હતી. એલીસની સલાહ તેને સાચી લાગી. જોન ને પોતાનો ભેદ કહીને તે તેના સુખમાં કડવાશ રેડવા માંગતી ન હતી. જો હાલનો ભય નાબુદ થઇ જાય તો

તે જોનને સુખી કરવા માટે જીંદગી પટકી નાખવા માગતી હતી. જે ભેદ છુપો રાખે છે તેમાં જોનનું સુખ રહેલું છે એમ માનીને એ ભોળી રમણી પોતાના પતિ સમક્ષ જુઠું બોલવા તઇયાર થઇ.

"લે આ જોન આવ્યો. સંભાળીને વાત કરજે." એલીસ તેના હાથમાં રીસીવર આપી તદ્દન ધીમા અવાજે બોલી.

"તમે જોન છો ? હા-હું રોઝ છું. વ્હાલા !"-રોઝે ટેલીફોનમાં વાત કરવા માંડી. જોનનો અવાજ સાંભળતાંજ તેના ચહેરા પર ખુશાલીની છટા પ્રગટી નીકળી; "હું ખુશીમાં છું વ્હાલા ! એ બધો મારોજ વાંક હતો. આપણા લગ્નનેજ દહાડે આવો ઘોટાળો થઇ ગયો તેથી હું ઘણીજ દીલગીર છું. વ્હાલા ! તમારા વિના મને જરા પણ ગમતું નથી...હા. મેં તમને ત્રેનમાં ચઢી જતા જોયા હતા-મેં તમને બુમ મારી હતી. પણ એવામાં ત્રેન ચાલી ગઇ-હું શું કરૂં ? તે પછી બીજી ટ્રેનજ નહોતી. શું ? મોટરમાં આવી પહોંચત ?...અરે રામ-મને મોટરનો ખ્યાલજ આવ્યો નહિ-હમણાં કેટલા વાગ્યા?"

હેરીક હસ્યો અને બોલ્યો:

"હમણાં તો ઘણું મોડું થયું રોઝ ! સ્હવારની ત્રેનમાં આવી પુગજે. જા, ઉંઘી જા—આરામ લે. મને સવારે મળજે... હાસ્તો ! તને મેં ન જોઇ ત્યારે હું અજબ થયો હતો. મેં જાણ્યુ કે તું ત્રેનમાંજ હશે, પણ બધા ડબ્બા શોધવા છતાં તારો પતો ન

લાગ્યો.—હા તારો તાર મને વખતસર મળ્યો હતો. હવે નકામી મોડી રાત સુધી જાગ્યા ના કર વ્હાલી! તું કંટાળી ગયલી લાગે છે! ગુડ બાય વ્હાલી!"

"ગુડ બાય મારા જોન!"

રીસીવર મુકી રોઝે છુટકારાનો દમ ખેંચ્યો અને એલીસ તરફ જોઇ જરા હસી.

"પ્રભુનો આભાર-જોને પોલીસની કંઇ વાતજ ન કરી.'

"હું શું કહેતીતી? કેમ મારી સલાહ સાચી નીવડી ને? તારે એને દુઃખી કરવાની કંઇજ જરૂર નહોતી. તારા લગ્નને દિને આવો બનાવ બનવાથી તમારા આનંદનો નાશ થયો પણ તેમાં તમે લોકો શું કરો? જેવી પ્રભુની મરજી! આવ, હવે સગડી પાસે બેસ. મારે તારી સાથે વાત કરવી છે. હવે તો તારા દીલમાં ભય રહયો નથી ને?"

"નહિ. તમારો આભાર હું કદી ભુલીશ નહિ. આહ! હું નકામી ગભરાઇ મરી—" રોઝ નાદાન બાળાની પેઠે હસી અને પોતાનાં વીખરાયલા વાળની લટો સમારી સગડી સામેની ખુરશીપર બેઠી. તેના ફીક્કા ગાલપર પાછી રાતી સુરખી આવવાથી તેની ખુબસુરતી વધી ગઇ હતી.

"મને તારી દયા આવે છે. લગ્નને દિવસેજ તું તારા ધણીથી છુટી પડી-અફસોસ!-"

"મને જોનની ચિંતા હતી–"

"અલબત, તું તેને બહુજ ચાહે છે."

"મારા જાન કરતાં પણ વધારે જોન મારા જીવનનો આધાર છે."

"હાસ્તો! તેથીજ તારે સંભાળથી વર્તવાનું છે. હવે કંઇ ધારતી નથી પણ ખુનના કેસ બહુ વિચિત્ર હોય છે. તું તારી કંઇ ચીજ વરડનના ઓરડામાં મેલી આવી નથી ને?"

"નહિ–હેટપીન શીવાય કંઇ નથી. વરડન સાથેની તકરારમાં પીન પડી ગઇ. શીવાય મારો રૂમાલ, પરસ, હાથના મો ન વિગેરે બધુ મારી પાસે છે."

"ત્યારે કંઇ ફીકર નહિ. આજકાલના ડીટેકટીવો મુઆ રજનું ગજ કરી મેલે છે. તું વરડનને ઘેર શા રીતે ગઇ હતી?"

"ટેક્ષીમાં—"

"એ ઠીક નથી. તું ધારે છે કે ટેક્ષી ડરાઈવર તને ફરીથી ઓળખી શકશે?"

"નહિ, હું નથી ધારતી કે તે મને ઓળખી શકે. કલોડના ઘરથી થોડે દુર ટેક્ષી છોડી દેવામાં આવી હતી."

"કલોડે કંઇ ઠેકાણું કહ્યું હતું?"

"નહિ."

"ટેક્ષી કલોડના ઘર આગળ ઉભી રહી ન્હોતી?"

"નહિ. નહિ."

"ત્યારે તો તું કયા લતામાં ગઈ હતી તેની પણ તને ખબર નહિ હોય ?"

"નહિ."

"વરડનના ઘરનું નામ તું જાણે છે ?"

"નહિ."

"તેનુ ઠેકાણું છાપામાં આપેલું છે. તેં ખુનનો અહેવાલ વાંચ્યો નથી ?"

"નહિ–મારે વાંચવો પણ નથી."

"તો ના વાંચતી. તને કંઇજ ખબર નથી તે સારૂં છે. તું કંઇ જાણતી નથી એટલે કંઈ પણ ખોટું કહી શકશે નહિ. વારૂ, હેટપીન ક્યાં છે ?"

"કઇ હેટપીન ?"

"તું જે પીન વરડનના ઓરડામાં મેલી આવી તેની સાથેની બીજી પીન ! હું તને બીજી પીન આપીશ. મારે તારી સલામતીનો વિચાર કરવાનો છે વ્હાલી ! તારી હેટપીન જોન તો ઓળખે એમ નથી ને ?"

"નહિ. નહિ. તે એવી નજીવી ચીજોપર ધ્યાન આપતો નથી."

"ત્યારે કંઇ ફીકર નહી. કાલે સહવારે તું તું તેને જઇ મલજે. ત્રેન ચુકી જવા વીષે તારે ખુલાસો કરવો પડશે. કહેજે કે કોઇ ચીજ પર તારૂં ધ્યાન ખેંચાવાથી તું ત્રેન ચુકી ગઇ..."

"એવું જુઠાણું મારાથી જોનને નહિ કહેવાય."

"વળી પાછી ગાંડી થઇ કે ? એમાં જુઠાણું કંઈ નથી. કલોડ વરડને તારૂં ધ્યાન ખેંચ્યું હતું. પણ તું સંપુર્ણ સત્ય કહી શકે તેમ નથી એટલે અર્ધ સત્ય કહ્યા વિના છુટકો નથી."

"અરે રામ! કેવી આફત છે? મારા પતિથી હું કંઇ પણ છુપાવવા માગતી નથી."

"તારે ખાતર નહિ પણ જોનને ખાતર તારે મૌન રહેવાની જરૂર છે."

"હું જોનને માટે ગમે તે કરવાને તૈયાર છું."

"શાબાશ! રોઝ! તું જોનની પત્ની થવાને લાયક છે. જોન કીર્તિના શીખરપર પહોંચવાની અણીપર છે. આવી વખતે તેની સ્ત્રીપર ખુનનો આરોપ આવે તો લોકો શું ધારશે? હું તને નિર્દોષ માનું છું. જોન તને નિર્દોષ માનશે; પણ દુનીયાને મ્હોડે તાળું મારી શકાશે નહિં. તારે જોનના કલ્યાણ માટે આ વાત હાલમાં છુપી રાખ વીજ પડશે."

"પણ જો જોન એ ભેદ શોધી કાઢશે તો?"

"નહિ. નહિ. એ બનવા જોગ નથી. તારે ડરવાનું હોય તો તે ફકત પોલીસથી! જો પોલીસ આ ખુન સાથે તને સંડોવે તો તરતજ જોનને તું ખરી વાત કહી દેજે. પણ જ્યાં સુધી પોલીસને કંઇ શક ન ઉપજે ત્યાં સુધી જાણી જોઇને આફત વ્હોરી ના લેતી."

"વારૂ..." રોઝ ડુંસકા ખાતી બોલી.

"ચાલ હવે રડ ના. હિમ્મત રાખ. તું કંટાળી ગઇ છે. રાત પણ બહુ વીતી ગઇ. ચાલ, હવે સુઇ જા..." એલીસ વ્હાલથી તેનો હાથ પકડી તેને શયનગૃહમાં લઇ ગઈ અને બેચેન રોઝ પલંગ પર પડી.

# પ્રકરણ ૫ મું.

## પોલીસની તપાસ.

રોઝ સહવારની ત્રેનમાં લંડન છોડી ગઇ. એલીસની સલાહથી તે શાંતિથી નિંદ્રા લેવા પામી હતી. અને નિંદ્રાની મીઠી શાંતિની તેનાપર સારી અસર થઇ હતી. ઉંઘમાં તે ભયંકર ખુન ભુલી ગઈ હતી અને તેને બદલે તેણે જોનના પ્રેમના મધુર સ્વપ્ના જોયાં હતાં.

છાપામાં ખુનનો કમકમાટીભર્યો અહેવાલ વાંચવાની તેની હિંમ્મતજ ચાલી ન્હોતી. તેને આ કરપીણ ગુન્હાની જેટલી ઓછી માહીતી હોય તેમાંજ તેની સલામતી છે એમ તે માનતી હતી. તેને આ ખુનમાં સંડોવવામાં આવે એવો સંભવ ન્હોતો. પોલિસ તેના પતિને કંઇ બીજાજ કારણસર મળવા ગઇ હશે. અને તે પોતાનો સામાન ત્રેનના ખાલી ડબ્બામાં મેલીને વરડન સાથે વાત કરતી હતી. એવામાં કોઇ ચોર કંઇ ચીજ ચોરી ગયો હશે એમ ધારી તેણે બીજો ભય દુર કર્યો હતો. તે ફોકસ્ટોનના સ્ટેશનપર ઉતરી ત્યારે તેણે જોનને જોયો નહિં. તેનો પતિ તેને લેવા ન આવ્યો તેથી તેને વજ્રાઘાત થયો, જોનના પ્રેમમાં પડયા પછી તે નાની મુસાફરી પરજતી તો પણ જોન તે પાછી ફરતી ત્યારે હંમેશા તેને લેવાને સ્ટેશનપર આવતો. આજે તેથી રોઝને ઓછું આવ્યું. બીજીજ પળે તેને વિચાર આવ્યો કે જોન મોડી રાત સુધી જાગ્યો હતો તેથી સવારે જલ્દી જાગી શકયો નહિ હોય અને

હોટલની દાસી તેને વખતસર જગાડવાનું ભુલી ગઇ હશે. જોનને મેળવવાને તે અત્યંત ઉત્સુક હતી તેથી સ્ટેશનની બહાર નીકળી ટેક્ષી ભાડે કરી તે સીધી હોટલમાં ગઇ હોટલમાં દાખલ થતાંજ યુનીફોર્મમાં સજ્જ થયેલો એક માણસ તેની પાસે આવ્યો અને તે હેટ ઉતારી નમન કરી બોલ્યો: "તમે મીસીસ હેરીક છો?"

"હા." રોઝ હસી. "મહેરબાની કરી મારા આગમનની મારા પતિને ખબર આપશો?" હું રજીસ્ટરમાં તમારૂં નામ લખું છું."

"મી૦ હેરીક માળ પરના દિવાનખાનામાં તમારી રાહ જુએ છે, તમે આવો કે તરત તમને મી૦ હેરીકના દિવાનાખાનામાં લઇ જવાની મને આજ્ઞા થઇ છે."

રોઝની છાતી ધડકી. જોન પોતેજ તેને વ્હાલભર્યો આવકાર આપવા નીચે કેમ ન આવ્યો?

"તે એકલો છે?" રોઝે કાંઇક ભયની લાગણીથી પુછ્યું.

"નહિ."

"હું અહિંજ મારા પતિની રાહ જોઇશ."

"મેડમ! તમારી રાહ જોવાય છે.?" ચાલો મારી સાથે ઉપર ચાલો.

રોઝ તેની પાછળ ચાલી. તેમના પગલાંનો જાડા ગલીચાપર કંઇ અવાજ થયો નહિ, અનેક બારીઓની હાર પસાર કરી તેઓ આગળ વધતાં હતાં. રોઝ બગીચાનું સૌંદર્ય જોઈ ખુશ

ખુશ થઇ ગઇ. જોને ઉભયના સુખ માટે બાદશાહી હોટલમાં જગ્યા લીધી હતી.

એક ઓરડાના દ્વાર પાસે આવી પેલા માણુસે બારણાપર ટકોરા માર્યા અને તે પછી બારણું ઉઘાડી તેણે રોઝને અંદર દાખલ કરી. રોઝ તદ્દન શાંત થઇ ગઇ હતી. તે દમામભરી ચાલે અંદર ગઇ. પણ પોતાના પતિ શીવાય બીજા બે જણને ત્યાં જોઇ જરા ચમકી.

"જોન! વ્હાલા! તમને આટલી બધી ફીકરમાં નાખવા માટે હું ઘણીજ દીલગીર છું" તે જોન પાસે જઇ બોલી.

જોને તેની કમ્મર પર હાથ નાખ્યો અને માથું નમાવી રોઝના ગુલાબી હોઠપર ચુમી લીધી.

"કંઇ ફીકર નહી વ્હાલી!" તે હસીને બોલ્યો: "જે થયું તે થયું. હવે તું મારી પાસે છે ને?...જો રોઝ! આ ગ્રહસ્થો તને થોડા સવાલ પુછવા માગે છે. વાતમાં કંઇ દમ નથી. પણ કાયદાનો ફારસ ભજવવાની એ લોકોની ફરજ છે."

રોઝે ભવાં ચઢાવી પોલીસ અમલદારો પર નજર ફેંકી: "હું ગમે તે સવાલનો જવાબ આપવાને તઇયાર છું..."

બારી પાસે ઉભેલો પોલીસ કોનસ્ટેબલ બે ડગલાં આગળ આવ્યો. રોઝે પહેલીવાર તેના યુનીફોર્મ પર નજર કરી અને એક ટેબલપર પડેલી તેની ટોપી જોઇ.

"તમને તસ્દી આપવા માટે હું દીલગીર છું, મીસીસ હેરીક! હું આ જીલ્લાનો ચીફ કોનસ્ટેબલ છું. ગઇ રાતે મારા મીત્ર સ્કોટલેંડ

યાર્ડના ડીટેકટીવ મેકવેનને અને મને ફોકસ્ટોન હોટલમાં આવી તમને થોડાક સવાલ પુછવાનો હુકમ મળ્યો હતો.

જોને રોઝના ખભાપર હાથ મુકી તેને હીમ્મત રાખવાની સુચના કરી.

"તારે ગભરાવાની જરૂર નથી રોઝ! આ સામાન્ય તપાસ છે. આ ગ્રહસ્થોને પોતાની ફરજ બજાવવાની છે. એક અસાધારણ ભયંકર બનાવ બન્યો છે. તે સાથે તને કંઇ સંબંધ નથી એટલે આ ઓફીસરો તને વધુ તકલીફ આપવાના નથી. એમના સવાલોના જવાબ આપી દે એટલે પત્યું."

તે હસી અને શાંત અદાથી સોફાપર બેઠી.

"મને લાગે છે કે આપણો સામાન ચોરાયો હશે."

ઈન્સપેકટરને પોતાના કર્તવ્યપર અણગમો આવ્યો. તે થોડીક પળ ચુપ રહયો-પોતાના હાથમાંના કાગળપર નજર ફેરવી-પછી બારણાથી થોડે દુર ઉભેલા ડીટેકટીવ તરફ જોયું. ડીટેકટીવ પણ મુઝાયલો જણાતો હતો અને તે મ્હોંપર હાથ મુકી ખોંખતો હતો.

"તમે મી૦ જોન હેરીકનાં પત્ની છો?" કોનસ્ટેબલે તપાસ શરૂ કરી.

"હા. હું મી૦ હેરીક સાથે ગઇ કાલે હેમ્પસ્ટેડમાં પરણી."

જોને તેની પાસે આવી રોઝનો હાથ પોતાના હાથમાં લીધો.

"તમારા પતિએ અમને કહ્યું છે કે તમે બંનેએ કાલે એક્ષપ્રેસ ટ્રેનમાં ફોકસ્ટોન આવવાનો નિશ્ચય કર્યો હતો."

"ખરી વાત છે."

"મીસીસ હેરીક ! તમારે કાલે રાતે કોઇને મળવાનું હતું ? તમારા પતિથી છુપી રીતે તમે કોઇની મુલાકાત લેવાનું વચન આપ્યું હતું ? મને આવો ઉધ્ધત સવાલ પુછવા માટે માફ કરજો. પણ મી. હેરીક વકીલ છે એટલે તેઓ મારી મુશ્કેલી સમજી શકશે."

"નહિ-- બીલકુલ નહિ." રોઝ ગુસ્સાથી લાલ લાલ થઇ બોલી: "કાલે મારો લગ્ન દિન હતો. લગ્ન થયા પછી અમે તરતજ સ્ટેશનપર ગયા અને જો એક અનિવાર્ય અકસ્માત ન થયો હોત તો હું કાલેજ મારા પતી સાથે અહીં આવી હોત."

"અને એ અનિવાર્ય અકસ્માત શો હતો ?"

"અમે સ્ટેશનપર જરા મોડાં ગયાં હતાં. વખત બીલકુલ હોતો મારા પતી ત્રેનમાં સામાન મુકાવી છાપા લેવા પ્લેટફોરમ છોડી ગયા અને હું તેમની રાહ જોતી ઉભી રહી પ્લેટફોરમપર ઉતારૂઓની ભીડ હતી. જોનને આવતાં ઘણીવાર લાગી એટલે અમે ત્રેન ચુકી જઇશું એમ ધારી હું તેમને શોધવા નીકળી. છેલ્લી ઘડીએ ઉતારૂઓની ધાંધલ વધી ગઇ. એજ પળે ગાર્ડે સીટી મારી હું ત્રેન પકડવા દોડી પણ એટલામાં ત્રેન પસાર થઇ ગઇ-"

"તમે ગઇ રાતે તમારા પતીને પાછા જોયા ન્હોતા ?"

રોઝે જોન તરફ કરૂણ નજરે જોયું.

"વ્હાલા ! આ લોકો મને આવા સવાલ શા માટે પુછે છે ? શું થયું છે ?'

"કંઇ નથી વ્હાલી!" રોઝનો હાથ થાબડી જોન બોલ્યો "મી૦ ગ્લોવર તને અયોગ્ય સવાલ નહિ પુછે તેની હું સંભાળ રાખીશ." તે મલોવર તરફ જોઈ હસ્યો.

રોઝની બીક ઓછી થઇ. તેનો વ્હાલો જોન તેનું રક્ષણ કરવાવાળો બેઠો છે એટલે તેને કોઇની બીક ન લાગી.

"તમે ગઇ રાતે મી૦ હેરીકને ફરીથી જોયા નહોતા?"

"જોયા હતા. પણ હું એમની સાથે વાત કરી શકી નહોતી. ટ્રેન ચાલુ થવાથી એ દોડતા દોડતા ફુટ બોરડપર ચઢી ગયા—મેં એમને બુમ મારી પણ ધાંધલમાં એમણે મારી બુમ સાંભળી નહિ."

"તે પછી તમે શું કર્યું".

"હું સીધી તાર ઓફીસમાં ગઇ અને ટ્રેન ચુકી જવા વીષે મેં મારા પતિને તાર કર્યો."

"બરાબર છે મીસીસ હેરીક! તમે તારમાં શું લખયું હતું? ગભરાઓ ના, હું તમારા લાભ માટેજ આ સવાલ પુછું છું તે મી. હેરીક સમજે છે."

"મારી પત્નીને દુઃખ થાય છે તે હું જાણું છું." જોન રોઝ તરફ સહાનુભુતિ બતાવતો બોલ્યો "હજુ એને શું બન્યું છે તેની ખબર નથી, રોઝ! વ્હાલી! ગભરા ના. તને આવા ભયંકર ગ્રહસ્થો જોઇને ડર લાગે તે સ્વાભાવિક છે પણ તારે ડરવાનું કંઇ કારણ નથી. એમને સવાલોની એક ટીપમાં આપવામાં આવી છે તેના

જવાબ આપી દે એટલે મી. ગ્લોવર અને મી. મેકવેન આપણી વીદાય લેશે."

રોઝે જોનના શબ્દો સાંભળ્યા કે કેમ તે સકમંદ છે. તે મીસ એલીસ બ્રાઉનની ચેતવણી નો વિચાર કરતી હતી. રોઝે ન ધારેલો બનાવ બન્યો હતો. પોલીસને તેનાપર શક લાવવાનું કંઇ કારણ નહોતું છતાં પોલીસ તેની પાસે આવી પુગી હતી. મહા મહેનતે તે પોતાની ભયની લાગણી છુપાવી શકી.

"તમે શું પુછતા હતા મી. ગ્લોવર?"

"તમે તારમાં શું લખ્યું હતું તે તમને યાદ છે?"

"હા. મેં એમ લખ્યું હતું કે "પ્લેટફોરમ પર તમને શોધતાં ત્રેન ચુકી ગઇ. દીલગીર છું. કાલે સહવારની ત્રેનમાં આવીશ. રોઝ."

"અને તમે તાર આ હોટલને શીરનામે મોકલ્યો હતો?

"હા. વ્હાઇટ રોક હોટલ, ફોકસ્ટોન."

"તમે પોતેજ તાર લખ્યો હતો?"

"હા."

"ત્યારે તમે તમારા હસ્તાક્ષર સહેલાઇથી પારખા શકશો?"

"જરૂર."

"તમે તાર ઓફીસમાં ગયાં ત્યારે એકલાંજ હતાં?"

"હા." રોઝ હોઠ દાબી બોલી.

"તમારી ખાત્રી છે?"

"હા. તમે એમ કહેવા માગો છો કે મારી સાથે બીજું કોઈ હતું?"

"હું કંઇજ કહેવા માગતો નથી મીસીસ હેરીક! મને તો મારા સવાલનો સીધો જવાબજ જોઇએ છે."

હેરીક વચ્ચે બોલ્યો: "રોઝ! તને જે સવાલ પુછવામાં આવે તેનોજ જવાબ આપ, તારે સામો સવાલ પુછવાની જરૂર નથી."

રોઝ હસી-તેને હિમ્મત આવી.

"હું તાર ઓફીસમાં એકલીજ ગઇ હતી અને તાર લખી પૈસા ચુકવી હું બહાર નીકળી હતી."

"તે પછી તમે શું કર્યું?"

"હું મારી એક સખીને ત્યાં ગઇ."

"શા માટે?"

"કેમકે લંડનમાં રાતવાસો રહ્યા વિના છુટકો ન્હોતો અને મારી પાસે સરસામાન નહી હોવાથી કોઇ હોટલમાં રહેવાનું બને તેમ ન્હોતું.'

"તમે તમારી સખીનું નામ ઠેકાણું જણાવશો?"

"હા. તેનુ નામ મીસ એલીસ બ્રાઉન છે અને તે બેઝ વોટરમાં કોનોડે મેનશનસમાં રહે છે.

"મીસ બ્રાઉનને તમારા પતિ ઓળખે છે?"

"મી. હરીક એલીસને મારી પહેલાંના ઓળખે છે."

જોને ડોકું ધુણાવી હા પાડી.

"તમે કાલે મી. હેરોકપર ટેલીફોન કર્યો હતો."

"હા."

"હવે મારે એકજ સવાલ પુછવાનો બાકી છે." કહી ઇન્સપેક્ટરે ગજવામાંથી એક કાગળ કાઢી તે રોઝને આપ્યો "આ તમારા તારની અસલ નકલ છે. તમે તમારા અક્ષર પીછાનો છો ને?"

"હમણાં આ ફારમને ફેરવતા ના. આમજ પકડી રાખજો. હમણાં ફારમની પાછલી બાજુ પર ના જોતાં. તમે તાર પર તમારૂં નામ ઠેકાણું લખ્યું હતું? યાદ કરીને કહો. દરેક તાર મોકલનારનું નામ ઠેકાણું લખવા માટે ફારમમાં જગ્યા રાખવામાં આવે છે."

"મારી ખાત્રી છે કે મેં મારૂં નામ ઠેકાણું લખ્યું નહોતું."

"હવે ફારમ ફેરવો અને ત્યાં શું લખ્યું છે તે જુઓ."

ફારમની પાછળ કોઈ મરદના અક્ષરમાં ઠેકાણું લખાયલું હતું.

"આ ઠેકાણું મેં લખ્યું નથી." રોઝનો સ્વર ધ્રુજ્યો.

"આ અક્ષર તમે ઓળખો છો? આ ઠેકાણું કોણે લખ્યું હશે તે તમે કહી શકશો?"

રોઝ હાંફવા લાગી.

"મેં આ ઠેકાણું લખ્યું નથી." તે બોલી. "તમે આવો સવાલ શા માટે પુછો છો?"

"કારણ કે આ ફારમપર જે ઠેકાણું લખવામાં આવ્યું છે ત્યાં ગઇ રાતે વરડન નામના એક ગ્રહસ્થનું ખુન થયું છે." ઇનસપેકટરે ગંભીર અવાજે ખુલાસો કર્યો.

# પ્રકરણ ૬ ઠું.

## તારનું ફારમ.

રોઝની જીંદગી ભયમાં હતી-તેના પતિની કીર્તિપર કાળું કલંક લાગવાનો ભય હતો. રોઝ એ ભયંકર ભય સામે લડવાને તૈયાર થઇ.

હવે વરડન તરફની ફરજનો સવાલજ ન્હોતો. તે મરી ગયો હતો. રોઝ તેની જરાપણ ઓશીઆળી નહોતી. જે પળ જતી હતી તેનાપર તેની આખી જીંદગીના સુખ દુઃખનો આધાર હતો. તેના ચહેરા પર આ સમયે અજબ જેવી શાંતિ છવાઇ ગઇ, જાણે તેને કંઇજ બીક ન હોય તેમ તે શાંત અને ગૌરવભરી અદાથી પોલીસને હંફાવવા તૈયાર થઇ તેને પોતાના પ્રાણ કરતાં પણ પોતાના વ્હાલા જોનની કીર્તિની વધારે પરવા હતી. તારનું ફારમ અજાયબીથી તપાસી તે ઇન્સપેકટર તરફ જોઇ બોલી: "મી. ગ્લોવર! આને મારી સાથે શો સંબંધ છે તે હું સમજી શકતી નથી. તમે કહો છો તેમ કોઇ બીચારાનું ખુન થયું હોય તો તે માટે હું દીલગીર છું પણ મને તે સાથે શો સંબંધ છે તે સમજાવશો?"

"મીસીસ હેરીક !-" ગ્લોવર માનભરી રીતે બોલ્યો: "મારી ફરજ ખુનીને શોધી કાઢવાની છે. અને તે માટે અમે બની શકતી તપાસ કરવા માગીએ છીએ. ગઇ રાતે લંડનમાં સેંટ મેથ્યુઝ મેન્શનસમાં એક જણનું ખુન થયું હતું. વિચિત્રતા એ છે કે તમે તમારા પતિ સાથે આવવાને બદલે ટ્રેન ચુકી ગયા. અને .."

"ગ્લોવર ! તમે એમ સુચવવા માગો છો કે–" જોન વચ્ચે બોલ્યો.

ગ્લોવર શરમાયો.

"નહી, નહી, મી. હેરીક ! હું કંઇજ સુચવવા માગતો નથી. આ તાર સંબંધી મને જે શક છે તેજ હું દુર કરવા માગુ છું. મીસીસ હેરીક મુઝાઇ ગયાં છે, તેમને ઘણી વાતની હજુ ખબર નથી તેથી હું હકીકત રજુ કરૂં છું. જુઓ, મીસીસ હેરીક ! તમે પોતે તાર લખીને રવાના કરવાનું મને કહ્યું છે. પણ ભેદ એ છે કે તમારા તારના ફારમની પાછળ વરકનનું ઠેકાણું લખેલું છે કે જેનું ગઇ રાતે ખુન થયું હતું. આ ભેદ વીષે તમે કંઇ ખુલાસો કરી શકશો ?"

"નહી, હું એટલુંજ કહી શકુ છું કે મેં એ જગ્યાએથી તાર મોકલ્યોજ નહોતો. મેં સ્ટેશનની તાર ઓફીસમાંજ તાર લખ્યો હતો અને તાર લેનાર કારકુન જો મને ફરીથી જોશે તો મને તરતજ ઓળખશે એવી મારી ખાત્રી છે." રોઝ અજબ હિમ્મતથી જવાબ આપવા લાગી.

ગ્લોવરે ધીમો નીસાશો નાખ્યો.

"અમે કારકુન પાસેથી તમારૂં વર્ણન મેળવ્યું હતું તે તમારા હમણાંના પોષાક સાથે મળતું આવે છે. તમે આજ કપડાં ગઇ કાલે પણ પહેર્યાં હતાં ને ?"

"હા. મારા પતિ તેના સાક્ષી છે." કહી રોઝ જોન તરફ જોઇ હસી.

"ત્યારે તારના ફારમની પાછળ આ ઠેકાણું કેવી રીતે આવ્યું તે વિષે તમે કંઇજ ખુલાસો કરી શકતાં નથી?"

"બનવા જોગ છે કે મેં કોઇએ વાપરેલું ફારમ ઉંચકી લીધું હશે."

"નહિ, જો તેમ હોત તો બીજી બાજુએ, તારનો સંદેશો લખેલો હોત."

"નહિ, નહિ મી. ગ્લોવર! ધારો બે ફારમ એક બીજા સાથે ચોટકી ગયલા હોય. એક પર કોઇએ તાર લખ્યો હશે બીજા પાછળ ઠેકાણું લખ્યું હશે. પછી બે ફારમ જણાતાં તેણે તે છુટા પાડી ફરીથી નામ લખવાની તસ્દી લીધા વીના તાર કારકુનને હવાલે કર્યો હશે અને પેલા ઠેકાણાવાળું ફારમ મારા હાથમાં આવી ગયું હશે," રોઝે અજબ બુધ્ધી બતાવનારો ખુલાસો કર્યો.

ગ્લોવરે ડીટેકટીવ તરફ જોઇ કહ્યું: "એ બનવાજોગ છે."

"હા. કાલે રવાના થયલા બધા તાર તપાસવા પડશે" મેકવેન બોલ્યો.

"પણ ધારો કે વરડનના ઠેકાણા જેવા અક્ષરવાળો બીજો તાર ન મળ્યો તો!" ગ્લોવરે શંકા બતાવી.

"મળે યા નહિ પણ મળે." રોઝ વચ્ચે બોલી: "કેટલીક વાર લોકો તાર ઓફીસમાં જાય છે, તાર લખી નાખે છે અને વિચાર

બદલાતાં તે રવાના કરતા નથી. મને તેની સાથે કંઇજ સંબંધ નથી. તમારે જોઇએ તો મારી સખી મીસ એલીસ બ્રાઉનને યોગ્ય પરપુછ કરજો."

"હવે કંઈ કરવાની જરૂર નથી. તમારા ખુલાસા પછી શંકાનું કંઈ કારણુ રહેતું નથી." રોઝના હાથમાંથી તારનું ફારમ લઈ ગ્લોવર બોલ્યો. "તમને તસ્દી આપવા માટે હું ઘણોજ દિલગીર છું."

"તમારે દિલગીર થવાની કંઇજ જરૂર નથી આવા ભયંકર ખુન સાથે સંડોવવાના ભયથી હું મુઝાઇ હતી; પણુ તેમાં તમે શું કરો? તમે તમારી ફરજ બજાવવાને બંધાયલા હતા..." રોઝ હસીને જોન તરફ રમતીયાળ ઢબે જોઇ પાછી બોલી: "જોન! વ્હાલા! આપણા લગ્નને દિવસેજ કેવો વિચિત્ર બનાવ બન્યો!..."

"ઘણોજ વિચિત્ર! પોલીસ ફોજના આ "ભયંકર ગૃહસ્થો" કોઇવાર રજનું ગજ કરી મેલે છે. ખરૂંને ગ્લોવર?"

"લોકો એમ માને છે ખરા, મી. હેરીક! પણુ તમે જાણો છો કે અમે અમારી ફરજ બને ત્યાં સુધી કોઈની લાગણી દુખવ્યા વિના બજાવીએ છીએ. મીસીસ હેરીકને અમે બીન જરૂરી તકલીફ આપી નથી .."

"નહિ, નહિ, ચાલો હવે તમારી ફરજ પુરી થઇ છે એટલે કંઇ ખાશો પીશો?"

"નહિ. તમારો આભાર મી. હેરીક!

રોઝ આ વખતે ડીટેક્ટીવ મેકવેનનો ચહેરો જોઇ રહી હતી. મેકવેનનો ચહેરો બેડોળ ન્હોતો પણ તે પર કોઇ જાતની લાગણી જણાતી નહોતી. તેના વિશાળ કપાળની નીચેની ચળકતી આંખો મોટી પાંપણથી ઢંકાયલી હતી–તેની આંખો તિક્ષણ, ચળકતી અને શાંત હતી. તે ધીમું ધીમું હસતો હતો; છતાં તેનો ચહેરો તદ્દન ભાવહીન અને ભેદી લાગતો હતો.

"ગ્લોવર!–" ડીટેકટીવ બોલ્યો. "હવે મીસીસ હેરીકને તકલીફ આપવાની જરૂર નથી. એમનો ખુલાસો મેં નોંધી લીધો છે. બીજા તારો બારીકાઇથી તપાસવા પડશે. મીસીસ હેરીકની એ સુચના ઘણીજ કીંમતી થઇ પડવાનો સંભવ છે. કદાચ બીજા તારો તપાસતાં આ ભેદી ખુનપર કંઇક પ્રકાશ પડશે. ગુડ મોરનીંગ મેડમ! ગુડ મોરનીંગ મી. હેરીક!"

તે માનપુર્વક નમીને બારણા સુધી ગયો. ગ્લોવરે તેની પાછળ ચાલવા માંડયું. રોઝે છુટકારાનો દમ લીધો.

અચાનક ડીટેકટીવ મેકવેન ઉંબરપર થોભી જરા વિચારમાં પડયો, તેણે પાછું ફરી જોયું અને રોઝ ધ્રુજી ગઇ.

"મી. હેરીક! ફરીથી જરૂર તો નહિ પડે પણ કદાચ તમને અથવા મીસીસ હેરીકને મળવાની જરૂર ઉભી થાય તો તમે ક્યાં મળશો?" ડાટેકટીવે પૂછ્યું.

"અમે આઠ કે પંદર દિવસ આ હોટલમાં રહી પાછા ઘેર જઇશું. તમને બંન્નેને ઠેકાણાની ખબર છે. હનીમુન વિત્યા પછી

તમે રોજ મને મારી ચેમ્બરમાં યા કોર્ટમાં મળી શકશો ગુડ મોર્નીંગ !"

બન્ને પોલીશ અમલદારો વિદાય થયા. બારણા બંધ થયા. જોને તરતજ રોઝને પોતાની ગોદમાં લઇ તેના પર મીઠાં ચુંબનનો વરસાદ વરસાવવા માંડયો. પ્રેમનો ઉભરો ખલાસ થયા પછી બંન્ને વાતે વળગ્યા.

"હવે તારે ગભરાવાની કંઇજ જરૂર નથી. મને બધી વાત કર. એલીસ તને શી રીતે મળી? તે તારી સાથે શી રીતે વર્તી હતી? આપણા લગ્ન વિષે તે શું બોલી હતી?"

રોઝની છાતી જોરથી ધડકવા લાગી. જોનના સવાલો પરથી તે કલ્પી શકી કે ભુતકાળમાં એલીસ સાથે તેના પતિને કંઇક સંબંધ હશે?"

"તે અજબ થઇ હતી એટલે મને લાગે છે કે તેને આપણાં લગ્નની ખબર હતી. આપણાં લગ્નની વાત છાપામાં છપાઇ હતી અને એલીસ શહેરમાં રહેતી હોવાથી તેણે તે વાંચી હશે."

જોન સીગરેટ સળગાવી ઘરની છત તરફ જતા ધુમાડાના ગોટા જોવા લાગ્યો.

"એલીસ અજબ છોકરી છે. તેણે એકવાર હું તેની સાથે

પ્રેમમાં છુ. એમ માની લીધું હતું. મારી વ્હાલી રોઝ શિવાય બીજી કોઇપર મારૂં ચીત ચોટે ખરૂં ?"

રોઝ ખડખડ હસીને બોલી: "નહિજ વળી ! પણ એલીસે તમારા પ્રેમની માંગણી કરી હતી ?"

"નહિ. પણ તેને મારા ઓળખીતા પાસે મારાપરનો પ્રેમ વ્યકત કર્યો હતો અને મારા એ મિત્રે મને એ વાત કરી હતી ત્યારે હું હસી હસીને થાકી ગયો હતો. વ્હાલી ! તારા શીવાય દુનિયાની કોઇપણ સ્ત્રી મારે માટે સરજાઇજ નથી. હવે એલીસનું નામ જવા દે."

"જાઓ, તમે બડા સ્વાર્થી છો ! એ બીચારીએ મારાપર ઘણીજ મમતા બતાવી હતી. તમે જાણો છો કે મારાં બધાં વસ્ત્રો આપણા સામાન સાથે હતાં અને હોટલમાં સરસામાન વિના જતી સ્ત્રીઓ તરફ લોકો અપમાનભરી નજરે જુએ છે એટલે મેં હોટલમાં જવાને બદલે એલીસનું ઘર શોધી કાઢયું તેણે મને વ્હાલથી આવકાર આપ્યો હતો. આપણા લગ્નની વાત સાંભળી તે જરા અજબ થઇ હતી પણ તે પછી અમે તમારે માટે કંઇ કંઇ વાત કરી હતી. એલીસે તમને લગ્ન માટે અભીનંદન આપવાનું મને કહ્યું છે " રોઝ બોલી અને બંન્ને પતિ પત્નિ તે પછી પ્રેમનો મધુર લ્હાવો ચાખવામાં મશગુલ થઇ ગયાં.

# પ્રકરણ ૭ મું.

## ડીટેકટીવની શોધ.

મેકવેન બાહોશ ડીટેકટીવ હતો અને તેથી આ ભયંકર ખુનનો ભેદ શોધી કાઢવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું. કયારે ચુપ રહેવું, કયારે જાણી જોઇને હલકો દરજ્જો સ્વીકારી લેવો તે તે સારી પેઠે જાણતો હતો એજ કારણસર રોઝની તપાસ કરવાનું કામ તેણે પોતાનાથી ઉતરતા અમલદાર ગ્લોવરને કરવા દીધું હતું.

તેનો સ્વભાવ ભેદી અને મહત્વાકાંક્ષી હતો. તે પોતાના મનમાં જે વિચાર કરતો—જે મન બાંધતો—તે ભાગ્યેજ બીજા કોઇને જણાવતો. આથી "વ્હાઇટ રોક" હોટલ છોડયા પછી તેણે ગ્લોવર સાથે મસલત કરવાની જરૂર જોઇ નહિ.

બપોરની ટ્રેનમાં તે લંડન જઇ પહોંચ્યો. ત્યાં જતાં વાર તેણે "સ્કોટલેંડ યાર્ડ"માં ટેલીફોન કરી એક વિશ્વાસુ મદદનીશ મોકલવાની વિનંતી કરી અને તે પછી તેના પેટમાં કુરકુરીઆ બોલતાં હોવાથી તે 'સ્ટ્રાન્ડ"માંના હોટલમાં જમવા ગયો.

અરધા કલાકમાં તેનો જુવાન મદદનીશ આવી પુગ્યો. તેણે ભુરો ડગલો પહેર્યો હતો અને બોલરના જેવી ભુરી ટોપી પહેરી હતી. તેનો ચહેરો ક્ષીણ થઇ ગયલો હતો. વાળ કંઇક રાતા હતા. આંખો ભુરી અને તીક્ષણ હતી અને તે વારંવાર આમથી તેમ નજર ફેંકયા કરતો હતો તે પરથી તે ચારે બાજુ આંખ ફેરવ્યા કરતા

નોળીઆનો ખ્યાલ આપતો હતો. તેનું નામ હોલ્કર હતું પણ ઘણા ખરા પોલીસ ફોજના માણસો તેને "નોળીઆ"ના નામે બોલાવતા હતા. ડીટેક્ટીવોને તે ઘણોજ ઉપયોગી થઇ પડ્યો હતો.

"કેમ શું ખબર લઇ આવ્યા?" મેકવેન ભોજન લઇને હોટલમાંથી કોટના બટન બંધ કરતો બહાર પડ્યો કે તરત તેને પકડી પાડી નોળીઆએ પુછ્યું.

મેકવેને આકાશમાં ભેગા થતાં વાદળાંઓ પર નજર ફેંકી અને હોલ્કરને પાછળ આવવાનો ઇસારો કરી તે ફુટપાથપરથી "વ્હાઇટ હોલ" ને રસ્તે પડ્યો.

"તમે શું ખબર લઈ આવ્યા?" નોળીઆએ મુંગા રહેલા મેકવેનને ફરીથી સવાલ પુછ્યો.

ડીટેક્ટીવ હસ્યો. તે કંઇ વાત કહે તેવો માણસ નહોતો. "પહેલા લંડનની વાત કર," તેણે કહ્યું.

હોલ્કરે હસીને પોતાના સ્વચ્છ દાંત બતાવ્યા.

"અહીં કંઇ જાણવા જેવું નથી. પોલીસે આખી રાત તપાસ કરી પણ કંઇ સમજ પડી નથી. ખુન કોઇ પુરૂષે કર્યું હતું કે સ્ત્રીએ તે પણ આપણી પોલીસ સમજી શકતી નથી."

"એમ કે? લેને હું તને કહું કે ખુની સ્ત્રી છે." મેકવેન બોલ્યો.

હોલ્કરે જરાપણ અજાયબી બતાવી નહિ.

"ડીન, બારકર અને રાબટસન બધાજ માને છે કે ખુની કોઇ મરદ છે."

"શા માટે તેઓ એમ માને છે?"

"કારણકે એક નાજુક નાઝનીન માણુસનો જાન જાય તેટલા જોસથી મરનારના શરીરમાં પેલી પીન ભોંકી શકે એમ તેઓ માનતા નથી."

"એ પરથી તો એમજ જણાય છે કે તેઓ સ્ત્રી જાતીને ઓળખતાજ નથી." મેકવેન પોતાનો જમણો હાથ હલાવી બોલ્યો: "યાદ રાખ કે દુનીયામાં જાત જાતની સ્ત્રીઓ હોય છે. ધારી લે કે વરડનના દીવાનખાનામાં એક નીરોગી, બળવાન, મોહક સુંદરી હતી. ધારી લે કે તેને ત્યાં તેની મરજી વિરૂદ્ધ લાવવામાં આવી હતી અથવા તેની મરજી વિરૂદ્ધ રોકી રાખવામાં આવી હતી. આવા સંજોગોમાં તે વકરાયલી વાઘણ જેવી થઇ જાય તે વિષે કંઈ શક છે? નીરાશા, ભય, નીશ્ચય અને ગુસ્સાની લાગણીથી તે છેલ્લે પાટલે બેસી જાય તે તદન કુદરતીજ છે. મારી ખાત્રી છે કે ખુન કોઈ રમણીને હાથેજ થયું છે."

"પેલા તારના ફારમ પરથી કંઇ માલુમ પડ્યું?" હોલ્કરે પુછ્યું.

"નહિ" મેકવેન માથું ધુણાવી બોલ્યો: "હજુ કંઇ કહી શકાતું નથી. હું એ સુંદરીને મળી આવ્યો, તેણે સંતોષકારક ખુલાસો કર્યો એટલુંજ નહિ પણ ખુન થયું ત્યારે તે બીજી જગ્યાએ હતી તેની

ખાત્રી આપી, એ વિષે હજુ તપાસ કરવાની છે–પણ ખુનને વખતે બીજી જગ્યાએજ હતી એવી આપણી ખાત્રી થઈ જાય તો તેનું નામ પણ દઇ શકાશે નહિ; શીવાય કે–"

"શીવાય કે?"

"ધીરજ ધર, હું કંઇક તપાસમાં છું"

"તમેં ગ્લોવર સાથે શી વાતચીત કરી?"

"કંઇજ નહિ. તેણે મેં કહ્યું તે પ્રમાણે મીસીસ હેરીકને સવાલ પુછયા અને તેને તેથી સંતોષ થયો—'

"તમને સંતોષ ન થયો?"

"થોડોક થયો ને થોડોક નહી."

"આહ! એ સ્ત્રી કેવી છે?"

"સુંદરમાં સુંદર! એ હમણાંજ પરણી છે ને તેથી મને આ કામ જરા ઘાતકી લાગે છે. તેનો ધણી પ્રખ્યાત કીંગ્સ કાઉન્સીલ હેરીક છે."

"ત્યારે તો મીસીસ હેરીક વિરૂધ કામ કરતાં તમારે લોખંડના ચણા ચાવવા પડશે."

"હા. મી. હેરીક ભલભલા ખુનીઓને સહેલાઇથી નિર્દોષ ઠરાવવાની શકતી ધરાવે છે. હેરીક જેવા બાહોશ બેરીસ્ટરને લીધેજ પેલો બદમાશ હેરીસન છુટી ગયો હતો જો કે આપણે જાણતા હતા કે તેણે એક નહિ પણ બે ખુન કર્યાં હતા. આવા માણસની સ્ત્રી સામે પગલાં

ભરવાનું કામ વિકટ છે; પણ હવે એ વાત જવાદે, આપણે વેસ્ટમીનસ્ટર બ્રીજ પાસે આવી પુગ્યા..."

"તમે ખુનવાળો ઓરડો જોવા માગો છો?"

"હા. હું કંઇ ચાવી મેળવવા માગું છું."

"શાની ચાવી?"

"કંઇ પણ મીસીસ હેરીકની વાતના પુરચે પુરચા ઉડાવી દે એવો કંઇ પણ પુરાવો મળવો જોઇએ."

"પણ ખુનવાળી રાતે તે જ્યાં હોવાનો દાવો કરે છે ત્યાં તપાસ કરોને?"

"નહિ. એ કામ કોઈ કાચો માણસ કરી આવશે. મને મીસીસ હેરીકની કેટલીક વાત શકમંદ લાગે છે.

"કઇ?"

"તેણે અમને કહયુ કે તારના ફારમની પાછળના વરડનના ઠેકાણા વિષે તે કંઇજ જાણતી નથી. એ ઠેકાણા સીવાય તેને આ કેસમાં સંડોવવા માટે બીજી કોઇ પણ સાબીતી નથી. તેને વરડનના ઠેકાણાની ખબર નહિ હોય તે સંભવિત છે. પણ તે પછી તેણે પોતે મોકલેલા તારના અસલ ફારમની પાછળ વરડનનું ઠેકાણું કેવી રીતે આવ્યું તે વિષે વગર પુછયે જે ખુલાસો કર્યો તે પરથી મારા દીલમાં શંકા ઉપજી છે કે તે બહારથી જણાય છે તેટલી નિર્દોષ નથી. તેણે જે ખુલાસો કર્યો તે તીક્ષ્ણ બુદ્ધી બતાવનારો હતો. એમ બની શકે તે

મને પણ સુઝયું નહોતું. જો એવી સુચના તેના ધણીએ કરી હોત તો હું અજબ ન થાત કેમકે હેરીકનું ભેજું ચમત્કારીક છે.”

“મી૦ હેરીકેજ પોતાની સ્ત્રીને અગાઉથી ભણાવી રાખી હશે.”

“નહી. અમે ફોકરસ્ટોન ગયા ત્યારે તે હોટલમાં એકલોજ હતો અને પોતાની સ્ત્રીની રાહ જોતો હતો. રોઝ ત્રેન ચુકી જવાનો તાર તેને મળ્યો હતો. થોડીવાર પછી રોઝે લંડનમાંની પોતાની સખીના ઘરમાંથી પોતાના ધણીને ટેલીફોન કરી ત્રેન ચુકી જવાની ખબર આપી, અમે મી. હેરીકને મળ્યા છીએ અને ખુનની તપાસ કરીએ છીએ એ બીનાની રોઝને ખબર આપવાની અમે મી. હેરીકને તાકીદ કરી હતી એટલે રોઝ સહવારની ત્રેનમાં વ્હાઈટ રોક હોટલમાં આવી ત્યાં સુધી તેને ભણાવવાની હેરીકને તક્જ મળી ન હતી. રોઝ આવી ત્યારે હું અને ગ્લોવર હેરીકના રૂમમાંજ હતા અને રોઝ આવતાંની સાથે અમે તેની તપાસ શરૂ કરી હતી.”

“તમે પાછળથી ગ્લોવર સમક્ષ કંઇ શંકા બતાવી હતી?”

“નહિ. ચાલ, આ વરડનનું ઘર આવ્યું. હજુ તેની લાશ ઉપરજ હશે. જો તને કંઇ માલુમ પડે તો તું મનમાંજ રાખજે ને પાછળથી મને ખબર આપજે.”

બન્ને ખુનવાળા મકાનમાં દરવાજા પાસે ગયા. ત્યાં એક પહે-રેગીર ઉભો હતો. ડીટકટીવને જોઇ તેણે સલામ કરી અને તેઓને ઘરમાં દાખલ કર્યા. માળપર જતાં વરડનના ઓરડા પાસે એક ખુરશીપર બેઠેલો સીપાઇ મેકવેનને જોઇ ઉભો થયો.

" લાશ ક્યાં છે ?" મેકવેને પુછ્યું.

"હેડ ઓફીસના હુકમથી લાશને જુરી હાઉસમાં લઇ જવામાં આવી છે."

"ઓરડામાંથી કંઇ મળ્યું ?"

પોલીસ સીપાઇએ ગજવામાં હાથ નાખી સોનેરી ફ્રેમવાળા ચશ્મા મેકવેનના હાથમાં મુકયા.

"એ શીવાય ?"

"કંઇ નહિ"

મેકવેન અને તેનો મદદનીશ ઓરડામાં દાખલ થયા. બારી-માંથી સૂર્યનાં કીરણો અંદર આવતાં હતાં, ઓરડામાં સઘળી ચીજો અસ્ત વ્યસ્ત પડી હતી. ટેબલ પાછળ ખસેડવામાં આવ્યું હતું. બે ખુરસીઓ ઉંધી વળી ગઇ હતી અને ગાલીચાપર પોરટ વાઇનની બાટલી ખાલી થઇ જવાથી તે જગ્યા ભીની થઇ હતી.

"તમે બહાર જાઓ." મેકવેને સાર્જંટને કહ્યું અને તે સલામ કરી બહાર ગયો.

મેકવેન ખાલી ખુરશી પર બેસી આસપાસ નજર કરી બોલ્યો: "ગઇ રાતે મરનારને મળવા કોઈ આવ્યું હતું, બન્નેએ પોરટ વાઇન પીધો હતો તેની આ ખાલી પ્યાલીઓ પડેલી છે. મારો મત પ્રબળ થાય છે. વરડનને મળવા આવનાર કોઈ સ્ત્રી હતી."

"બરાબર ! એ પરૂષો સાથે મળે ત્યારે પોરટ વાઇન પીતા નથી."

"હા. મરદો વાતચીત કરતી વખતે કડક શરાબ પીએ છે. વાઇન પીધા પછી બન્નેને મતભેદ પડયો: શા બાબતમાં તે આપણે જાણવા માગતા નથી. આ ઓરડાની હાલત પરથી જણાય છે કે પેલી સ્ત્રીએ અહીંથી ચાલી જવાની કોશેષ કરી હશે અને વરડને તેને બળ જબરીથી રોકી રાખી હશે. આથી તે સ્ત્રી છેલ્લે પાટલે બેઠી, તેની પાસે તીક્ષણ હેટપીન શીવાય બીજું કોઇ હથીઆર નહોતું તેની દયાનત ખુન કરવાની નહી હોય એ સંભવીત છે. વરડનના બલાત્કારમાંથી બચવા માટે તેને જખમી કરીને નાસી જવાનો તેનો ઇરાદો હશે. તે પાગલ થઇ હતી–ઝનુની થઇ હતી એટલે તે વરડનને જોરથી પીન ભોંકી બેઠી..."

"ઠેક !" હોલ્કર બોલ્યો: "આ જુવાન સ્ત્રીને કંઇજ શક ગયો નહિ હશે; નહિ તો તે પોતાના ધણીને ફોન કરત નહિ, અને સીધી ફોકસ્ટોનના હોટલમાં પણ આવત નહીં તેની બીજી હેટપીન ગુમ થઇ હતી કે ?"

"નહિ તેની હેટમાં એ પીન બરાબર હતી. તેણે પીન બદલી નાખવાની કાળજી રાખી હતી."

"વારૂ—"

"તેણે ઘા કર્યો—વરડન જમીનદોસ્ત થયો– તે ગભરાઇને નીચી વળી તેને જોવા લાગી અને વરડનના શરીરમાંથી જાન ચાલ્યો ગયેલો

જોઇ તેણે શું કર્યું ? તે ગભરાટમાં ઓરડામાંથી બહાર નીકળી ગઇ. બારણા આગળ ભારી પરદો છે. બહાર જવામાં એ નડતર રૂપ હતો કોઇની નજરે પડયા વિના તે નાસી જવા માગતી હતી એટલે થોડોક પરદો ખસેડી બારણું ખોલી તે ઉતાવળી ઉતાવળી બહાર નીકળી. એટલામાં તેનો કોટ બારણામાં ભેરવાઇ ગયો. તેણે તે જોશથી ખેંચી લીધો. અને નાસી ગઈ. હવે પરદો ખસેડ. બારણા પાસેથી કંઇ પુરાવો મળશે."

"શું ?" નોળીઓ ધીમેથી બોલ્યો.

મેકવેન બારણા પાસે નીચો વળ્યો અને તેની તીક્ષણ આંખો એક કાળું ચળકતું બટન શોધી કાઢયું.

"જો, આ નાનકડી ચીજ મીસીસ હેરીકને પાયમાલ કરી નાખશે. ગ્લોવર સાથે તે વાત કરતી હતી ત્યારેજ મેં જોયું હતું કે તેના કોટમાંથી એક બટન તુટી ગયલું હતું." આટલું બોલી ડીટેકટીવ હસ્યો.

# પ્રકરણ ૮ મું.

## ખુની કોણ?

મેકવેન હાથમાં તે ચળકતું બટન જોતો બારી પાસે ઉભો રહ્યો. જાણે તેની હથેલીમાં કોહીનુર હીરો હોય અને તેના સ્પર્શથી તે આનંદમગ્ન થઇ ગયો હોયની તેમ તેનો ચહેરો ખુશાલીથી ખીલી રહ્યો.

"મળ્યું–મળ્યું–મને જે જોઇતું હતું તેજ મળી ગયું!–" તે પોતાના સાથી તરફ જોઇ બબડયો; "હોલ્કર! આમ વીચીત્ર ડાચું ના કર. હું મારૂં નસીબ અજમાવવા માગતો હતો અને મારા કપાળ પરની પાંદડી ખોલી નાખવાની શકતી આ નાનકડા બટનમાં છે."

"તમે મને મુઝવી નાખો છો." હોલ્કર હસીને બોલ્યો.

"કેમ?"

"દશ મીનીટ પહેલાં તમે મીસીસ હેરીકને આ ખુન સાથે કંઇજ સંબંધ નથી એમ કહેતા હતા. હવે તમે યુવાન રોઝને ફાંસીને લાકડે ચઢાવવાની તૈયારી કરી રહ્યા છો..."

"દોસ્ત! સૌથી પહેલાં મને ડીટેકટીવ માન. રોઝ ગમે તેટલી ખુબસુરત હોય અને હું પુરૂષ હોવાથી મારૂં દીલ ગમે તેટલું મુગ્ધ થયું હોય; પણ તેથી હું મારી કારકીર્દી ધુળમાં મેળવવા માગતો

નથી. મને મોટી મોટી આશા છે. તારાથી મારે કંઈ ખાનગી નથી. જો, થોડા વખતમાં ડીવીઝનલ ઇનસપેકટરની જગ્યા ખાલી પડવાની છે અને..." તે તદન ધીમેથી હોલ્કરના કાન પાસે મ્હોં લઈ જઈ બોલ્યો. "અને જો આ કામમાં બંદા પાર પડે તો એ પદવી મારીજ છે."

હોલ્કર ફાટી આંખે આ વાત સાંભળી રહયો. તેનાપર નસીબ દેવી રાજી ન થઇ તેથી કદાચ તેને અદેખાઇ પણ આવી હશે.

"સંભાળજો ! આ સામાન્ય બટન છે" હોલ્કર બોલ્યો. "અંહી જે સ્ત્રી આવી હતી તેનાજ કોટમાંથી આવું બટન ગુમ થયું હોય તો આ પ્રબળ પુરાવો ગણાશે: પણ એ અખંડ સાબીતી નથી–મેક !"

"ચુપ રહે ! મારા પુરાવાને હું તદન અખંડ બનાવીશ. રોઝપર શક લાવવાને મને આ પરથી વ્યાજબી કારણ મળે છે. તું એમ કહેવા માગે છે કે તે અકસ્માતથી પોતાના ધણીથી જુદી પડીને ટ્રેન ચુકી ગઇ હતી ? નહિ. નહિ, બન્ને દીવાના કબુતરાં જેવા પ્રેમઘેલાં છે. મારો ખ્યાલ એવો છે કે રોઝ જાણી જોઇને તેના ધણીથી છુટી પડી ગઇ હતીઃ કદાચ તેણે કોઇને મળવાની ગોઠવણ કરી હશે પરી જેવી ખુબસુરત સ્ત્રીઓ ધારે તે કરી શકે છે. ધાર કે હેરીક શીવાય બીજો કોઈ રોઝના પ્રેમનો ઉમેદવાર હોય તો ?—"

"તો શું ? તે પોતાના લગ્નને દહાડેજ બીજાને મળવાનું વચન આપે તે સંભવીત નથી."

મેકવેને પેલું બટન સંભાળથી ગજવામાં નાખી કહ્યું, "કોણે કહ્યું: કે તેણે બીજાને મળવાનું વચન આપ્યું હતુ? શું કોઇ સાથે અણધાર્યો મેળાપ નહિ થતો હોય?"

"મેં ધાર્યું કે એ એવી નહી હશે. તમેજ કહેતાતા ને કે એ શકમંદ ભુતકાળ વાળી નથી."

મેકવેન હસ્યો અને આંખની પાંપણો હલાવતો બોલ્યો: "પ્રથમ નજરે જે છાપ પડે છે તે ઘણી વાર ભુલાવો ખવાડે છે. સ્ત્રી ચરીત્ર અજબ ભેદી ચીજ છે. મીસીસ હેરીક જેવી ખુબસુરત છે તેવીજ હુશીયાર છે. તેણે તારના ફારમ વીશે જે ખુલાસો કર્યો હતો અને ગ્લોવરના સવાલથી જરા ભય લાગતાં તેણે પોતાના પતીની સહાય માટે જે રીતે નજર ફેંકી હતી.."

"તમે તેને અત્યારથીજ ગુનેહગાર સમજવા લાગ્યા—"

મેકવેન ડગલાના બટન બંધ કરતો હતો અને તેની તીક્ષણ આંખો ઓરડાનું બારીક નીરીક્ષણ કરતી હતી.

"ગઇ રાતે આ રૂમમાં જે કરૂણ નાટક ભજવાયો હતો તેના દરેક પ્રસંગને હું પ્રવેશવાર ગોઠવવાને શકતીવાન થઇશ એવી મને આશા છે." મેકવેન બોલ્યો: "એક સ્ત્રી અને એક પુરૂષ—કલોડ વરડન અને રોઝ હેરીક—ગઇ રાતે અહીં હતાં—બન્ને વચ્ચે તકરાર થઇ હતી મારામારી થઇ-તે પછીની વાત તું જાણે છે. જરા ચાલાક થા દીકરા! આટલી સાબીતી તો તું પણ ભેગી કરી શકતે."

"હું સ્ત્રીઓને તમારી પેઠે ઓળખી શકતો નથી."

"વારૂ—કેટલા વાગ્યા ? હજુ ઘણીવાર છે. ચાલ, દાવ આવે ત્યારેજ સોગટી મારવી જોઇએ."

"કયાં જવું છે ?"

"મીસ બ્રાઉનને ત્યાં."

"જેને ઘેર મીસીસ હેર્રીકે રાત ગાળી હતી તે ?"

"હા—ટેક્ષી સંગાવ."

હોલ્કર ટેક્ષી સીગાર સળગાવી વિચારમાં પડયો: "ધીમે ધીમે પંખેરૂં મારા પીંજરમાં આવતું જાય છે. આહ ! માંજરી આંખોવાળી નખરાંબાજ નાઝનીનોથી હવે ચેતતા રહેવું પડશે ! જોન હેરીક જેવા બેરીસ્ટરને એ છેતરી ગઇ. પરીજાદી ! તું મેકવેન ડીટેકટીવની આંખમાં ધુળ નાખી શકશે નહિ." આવા વિચાર કરતો તે દાદર ઉતર્યો અને ભાડાની ટેક્ષીમાં દાખલ થયો.

ટેક્ષીમાં ગાદીને અઢેલીને હોલકર એક ખુણામાં લાંબા પગ કરી પડયો હતો. તેની બંને આંખો અરધી મીંચેલી હતી પણ તે પોતાના ઉપરીના ચહેરાપર થતો. એકે એક ફેરફાર બારીકીથી જોતો હતો.

"તમે ધારો છો કે રોઝ ગઇ રાતે મીસ બ્રાઉનને ત્યાં ગઇજ નહોતી ?" નોળીઆએ થોડીવાર પછી વિચારમાં પડેલા મેકવેનને પુછ્યું.

"તે ત્યાં થોડીવાર પણ જરૂર ગઇ હતી." ડીટેક્ટીવે જવાબ આપ્યો "તેણે એલીસને ત્યાંથી ટેલીફોન કર્યો હતો. હવે જો એલીસને ત્યાં ટેલીફોન નહિ હોય તોજ તેણે બીજી જગ્યાએથી ફોન કરવાનું માની શકાશે."

"હું તમારી સાથે આવું ?"

'ખાસ જરૂર નથી. તું રસ્તામાં રખડયા કરજે ને બને તેટલી તપાસ કરજે. ખુનના ભેદ સહેલાઇથી ઉકેલાતા નથી સમજયો ?"

થોડીવારમાં ટેક્ષી સુંદર મકાનોની હાર પાસે જઈ ઉભી. આ મકાનો ખુનના અડા હોય એવો જરા પણ ભાસ થતો નહોતો. મકવેને સીગાર ફેંકી દઇ કહ્યું: "તારે જોઇએ તો યારડમાં જા–"

"નહિ. અહીં થોભીશ. કદાચ તમને પાછળથી કોઇ સાથીની જરૂર પડશે." ડીટેકટીવનો જવાન સાથી બોલ્યો.

"તું દુરનો દુર રહેજે. તું જાસુસી કરે છે એવો શક ન જવો જોઇએ. મીસ બ્રાઉન કદાચ આપણને ઉપયોગી થઇ પડશે."

મેકવેને ટેક્ષીનું ભાડું ચુકવી દીધું અને હોલ્કર તરફ નજર કર્યાં વિના તેણે એલીસનું ઘર શોધી કાઢ્યું. તપાસ કરતાં તેને દાસી મારફતે ખબર મળી કે એલીસ બીમાર છે.

"મને ઘણુંજ અગત્યનું કામ છે," મેકવેને કહયું.

દાસીએ તેને દીવાનખાનામાં ખુરશીપર બેસાડયો. થોડીવારમાં એલીસ ઢીલો ગાઉન પહેરી ઘણી દુઃખી થતી હોય તેમ આવી અને એક આરામ

ખુરશીપર બેસી કંટાળાભર્યા અવાજે બોલી: "આજે સ્હવારથી મારૂં સખત માથું દુ:ખે છે. હું કોઇને મળવાની નથી એવો મેં મારી દાસીને હુકમ કર્યો હતો પણ એણે મને કહ્યું કે તમને અગત્યનું કામ છે."

એલીસ ઢીલા ગાઉનમાં ઘણીજ ફાંકડી લાગતી હતી. તેનું માથું ખુલ્લું હતું અને તેના રેશમ જેવા વાળ, બરફ જેવી નાજુક લાંબી ગરદન. શ્વાસ લેવાથી ઉંચી નીચી થતી મોહક છાતી વિગેરે જોઇ મેકવેનનું મન ચલીત થવા લાગ્યું. તે કોઇ રમણીથી ચળે એવો નથી એવું તેને અભિમાન હતું પણ એલીસની મોહક છટા જોઇ તે ભાન ભુલવા લાગ્યો. એલીસનું વદન જરા કરૂણ હતું; પણ તે સાથે ગ જાદુ ભર્યું હતું. તેની કાળી મારકણી આંખો ડીટેકટીવને મહા કરવા માટે તેને ટીકી રહી હતી. મેકવેન પોતાનું કામ ભુલી ગયો અને આ જોબનવંતીને મદીલી આંખે જોવા લાગ્યો.

"તમે શા કારણસર તસદી લીધી છે મી૦ મેકવેન ?" રૂપેરી ઘંટડી જેવા સુંદર અવાજે એલીસે પુછ્યું: "તમે સ્કોટલેંડ યારડમાંથી આવો છો ખરૂં ? તમારા જેવા ભેદી માણસને મળવાનું સદભાગ્ય મળવાથી મને ખરેખર આનંદ થાય છે."

મેકવેન જેમ તેમ શુદ્ધીમાં આવ્યો. આ નખરાળી સમદ તે બે ત્રણ મીનીટ પણ મુરખો બની ગયો તે માટે તેને પસ્તાવો થવા લાગ્યો.

"હા. હું તમારી સખી મીસીસ હેરીક સંબંધી પુછપરછ કરવા આવ્યો છું."

"ઓહ !"

"તમે બન્ને દીલજાન સખી છો ?"

"હું મીસીસ હેરીકને સારી પેઠે ઓળખું છું. તેના પતી સાથે મને લાંબા વખતની મૈત્રી છે. પણ સ્કોટલેંડ યારડ સાથે મારી સખીને શી નીસબત છે ?

"મીસ બ્રાઉન ! તમને તસ્દી આપવા માટે હું દીલગીર છું—"

એલીસ હસી પડી અને તેના મોતી જેવા દાંત જોતાં મેકવેન ફરીથી મુગ્ધ થયો:

"શું છે ? કહો તો ખરા ! હું ખરી વાત જાણવાને આતુર થઈ રહી છું."

"તમે આજનું છાપું વાંચ્યું હશે ?'

"હા"

"તેમાં તમે એક ભેદી ખુનનો અહેવાલ વાંચ્યો ?"

"નહિં. હું એવી ભયંકર વાતો વાંચતી નથી. જીંદગીની જંજાળ કયાં ઓછી છે કે વળી એવી એવી ખુનની વાતો વાંચીને હું દુ:ખી થાઉં !"

"તમને ન ગમે એવી વાત કરવાને હું ખરેજ દીલગીર છું. પણ ન્યાયને માટે–મારી ફરજ મારે બજાવવીજ જોઇએ. ગઇ કાલે વેસ્ટ મીનસ્ટરમાં એક ઘરમાં એક પુરૂપનું ખુન થયું હતું.

એલીસે ભવાં ચઢાવ્યાં "મને તેની સાથે શે સંબંધ ?"

"ડીટેકટીવ તરીકે એ ખુનને ભેદ શોધીને ગુનેહગારને સજા કરાવવાની મારી ફરજ છે. અમારી તપાસ દરમીયાન મીસીસ હેરીકે લંડનના સ્ટેશન પરથી મોકલેલો તાર મળ્યો હતો તે પર જે ગ્રહસ્થનું ખુન થયું છે તેનું શીરનામું મળ્યું હતું હવે તમે મારી મુલાકાતનું કારણ સમજી શકશો..."

એલીસે એક ટેબલનું ખાનું ખોલી સીગરેટનું બાકસ કાઢયું: "તમે સીગરેટ પીશો ? મને સીગરેટનો શોખ છે."

મેકવેને આભાર માની સીગરેટ લીધી અને દીવાસળી સળગાવી એલીસની સીગરેટ સળગાવવા તેણે હાથ લંબાવ્યો. એલીસના હાથ સાથે તેના હાથનો સ્પર્શ થવાથી તેના આખા શરીરમાં રોમાંચ થયો. આવો અનુભવ તેને કોઇવાર થયો ન્હોતો. એલીસનો સ્પર્શ થતાંજ તેના હૃદયના તાર ઝણઝણી ઉઠયા અને તે એલીસને મદભરી આંખો મુરખની પેઠે જોઇ રહયો.

# પ્રકરણ ૯ મું.

## ભેદી મામલો.

"મીસીસ હેરીક ગઇ રાતે મારે ત્યાં હતી" એલીસે સીગરેટના બે ત્રણ દમ લઇ અચાનક કહ્યું.

"હા—એ વાત ખરી છે" મેકવેન બોલ્યો અને તે મ્હોમાંથી ધુમાડાનો ગોટો બહાર કાઢી તે તરફ જોઇ રહયો "તે કેટલા વાગે અહીં આવી હતી તે તમને યાદ છે?"

એલીસે ગઇ રાતના બધા બનાવ યાદ કર્યા. રોઝે તેને બધી વાત કરી હતી. તે ટ્રેન ચુકી ગઇ હતી, તે પછી તેણે તેના ધણીપર તાર મોકલ્યો હતો અને તે એલીસને ત્યાં આવી ત્યારે તેની દાસી રોઝને મળી હતી.

"મને બરાબર યાદ નથી પણ મેં ડીનર લીધા પછી થોડીવારે રોઝ આવી હતી. હું રાતે જરા મોડેથી ડીનર લઉં છું. ડીનર લઇ હું એક ચોપડી વાંચતી હતી અને તે પછી એક બે કાગળ લખવા બેસતી હતી એવામાં રોઝ આવી હતી."

મેકવેનની બધી આશા ધુળમાં મળી. જો એલીસની વાત સાચી હોય તો રોઝ ખુન કરે તે તદ્દન અશકય હતું

"તમે મને ચોકસ વખત કહી શકતાં નથી?"

"નહિ. નવ સવાનવ વાગ્યા હશે" એલીસ પોતાનું સુંદર માથુ ધુણાવતી બોલી.

"અને આખી રાત રાત તે તમારી સાથે રહી હતી ?"

"હા. મેં તેને ડીનર લેવા આગ્રહ કર્યો પણ તે લગ્નને દીને પતીથી વીખુટી પડવાથી ઘણી દુઃખી થઇ હતી તેથી તેણે ના પાડી. રોઝ જેવી ખુબસુરત છોકરી હનીમુન ગુજારવા જતાંજ ત્રેન ચુકી ધણીથી વીખુટી પડી તે માટે તમને તેની દયા આવતી નથી ?"

"આવે છે, પણ હું સ્ત્રીઓનો અભ્યાસી નથી. અલબત એ બિચારીને લાગી તો આવ્યુજ હશે. મને અજાયબી એ ઉપજે છે કે હોટલમાં જવાને બદલે તે તમારે ત્યાં શા માટે દોડી આવી હશે ?"

"તેની પાસે સરસામાન ન્હોતો તેથી. તે જાણતી હતી કે મારે ત્યાંજ તેને જોઇતી ચીજો મળી રહેશે. મી૦ મેકવેન !—" એલીસે ડીટેક્ટીવ તરફ નયન બાણ ફેંક્યું. "શું તમે મીસીસ હેરીકને ખુન સાથે કોઇ જાતનો સંબંધ હતો એમ કહેવા માગો છો?

"નહીં હું તમારી સખીને કોઇ જાતનો ગેર ઇનસાફ કરવા માગતો નથી. હુ "એલીબી" (ખુન વેળાએ તે કોઇ બીજીજ જગ્યાએ હતી એમ) પુરવાર કરવા માગું છું. રોઝે મને કહ્યું છે કે તેણે ગઇ રાત તમારે ત્યાં ગાળી હતી -"

"એ ખરી વાત છે."

"તમે ફોકસ્ટોનના વ્હાઇટ રોક હોટલમાં મી. જોનપર ફોન કર્યો હતો ?"

"હા. તમારે જોઇએ તો ઓપરેટરને પુછી જુઓ." એમ કહી તેણે ટેલીફોન તરફ આંગળી કરી. મેકવેને માથું ફેરવી ટેલીફોન જોઇ લીધો.

"મને તમારા બોલપર વીશ્વાસ છે. ત્યારે મીસીસ હેરીક રાત અહીં ગાળી હતી ?"

"તે વીષે કંઇ શક છેજ નહી. તે પાસેના બે રૂમમાં સુતી હતી. તમારે જોઇએ તો તે રૂમ જોઇ આવો ને મારી દાસીને પુછી જુઓ. હું બહારગામ જવાની હોવાથી મારી દાસી મારો સરસામાન બાંધવામાં રોકાયલી છે."

મેકવેને અત્યાર અગાઉ માળપર પગલાંનો અવાજ સાંભળ્યો હતો અને ઉપરની બારીઓ બંધ કરવાની હીલચાલ તેનાથી અજાણી ન્હોતી.

"હવે મારે વધુ તપાસ કરવી નથી. મને તમારા જવાબોથી સંપુર્ણ સંતોષ થયો છે. તમને સતાવવા માટે હું દીલગીર છું. ચાલો. હવે હું રજા લઇશ."

એલીસ ઉભી થઇ અને તેણે મેકવેન તરફ પોતાનો સફેદ નાજુક હાથ લંબાવ્યો. બંનેની આંખો મળી, મેકવેન જીંદગીમાં કોઈ નાઝનીનને જોઇને મુગ્ધ થયો હોતો. થોડીવાર તે એલીસનો મુલાયમ હાથ પોતાના હાથમાં લઈ ઉભો રહયો, અને તે પછી એલીસને હસતાં હસતાં નમન કરી તે બહાર નીકળ્યો.

બોંયતળીએ જઈ તેણે નવી સીગાર સળગાવી.

" અજબ ફાંકડી સ્ત્રી ! રોઝ એના કરતાં ખુબસુરત છે પણ આ કંઈ કમતી નથી—" ડીટેક્ટીવ આવા વિચાર કરતો હતો એવામાં એક વૃદ્ધ માણસ તેની પાસેથી ઝડપથી પસાર થતાં તેનો હાથ મેકવેનનાં હાથને લાગ્યો અને તેના હાથમાંની સીગાર નીચે પડી ગઇ.

" ભલા માણસ ! જરા જોઇને તો ચાલો. તમારી બેદરકારીને લીધે મારી સીગાર ઉડી ગઇ." ડીટેક્ટીવ જરા હસીને બોલ્યો:

" માફ કરો સાહેબ !"

" કંઈ નહિ, તમે અહીં શું કરો છો ? લો, આ સીગાર સળગાવો. ઘણી લહેજતદાર છે. તમે અહીં શું કરો છો ?"

પેલા બુઢાને ઉંચી જાતની હવાના સીગાર મળવાથી આનંદ થયો. તે સીગાર સળગાવતાં બોલ્યો.

" હું આ મકાનનો રખેવાળ છું."

" હંમેશાં અહીંજ રહો છો ?"

" હા. હું સહવારે પાંચ વાગે ઉઠું છું અને રાતે બાર વાગે સુવા પામું છું. ભાડુતો કંઇને કંઇ ચીજ માટે મને મધરાત સુધી જંપવા દેતા નથી."

મેકવેન જરા વિચારમાં પડયો.

" જો દોસ્ત ! તારે એક ક્રાઉન કમાવો છે ?" ડીટેક્ટીવે ગજવામાંથી એક સીક્કો કાઢી પેલા બુઢાના હાથમાં મુકયો.

" હા. સીક્કાનો ચળકાટ જોઈ બુઢાની આંખ ખુશાલીથી ચમકી.

" કાલે રાતે મીસીસ બ્રાઉનને ત્યાં કોઇ આવ્યું હતું ?"

" હા. મને બરાબર યાદ છે, એના જેવીજ એક ખુબસુરત સ્ત્રી કાલે રાતે આવી હતી."

" તે કેટલા વાગે આવી હતી ?"

" દશેક વાગે. તેણે લાંબો કોટ પહેર્યો હતો. પણ મીસીસ બ્રાઉન જેવી તેના ગાલપર લાલી ન હતી. તે જરા ફીકી હતી. મેં બંન્નેને દાદરપર ચઢતાં જોઇ હતી."

" ઓહ ! ત્યારે બહારથી બંન્ને સાથે આવી હતી ?"

" હા. મીસ બ્રાઉન ડીનર લેવા કોઇ મિત્રને ત્યાં ગઇ હતી અને ત્યાંથી બંન્ને ટેક્ષીમાંથી ઉતરતી મેં મારી નજરે જોઇ હતી." આટલું કહી તે બુઢો ડીટેકટીવનો આભાર માની ચાલ્યો ગયો. મેકવેનનું માથું ફરવા માંડયું. સ્ત્રીઓ પરનો તેનો વીશ્વાસ ઉડી ગયો. એલીસે તેને કહ્યું હતું કે તે ડીનર લઇ કાગળ લખવાની અણી પર હતી ત્યારે રોઝ આવી હતી. હવે આ બુઢો કહે છે કે બંન્ને બહારથી સાથે આવી હતી. શું એલીસે પ્રથમથી ચેતી જઇને આ બુઢાને ભણાવી રાખ્યો હશે ?

ડીટેકટીવ મેકવેન આવા વીચાર કરતો રસ્તા પર પહોંચ્યો અને થોડે દુર તેનો સાથી હોલકર મળ્યો.

"અજબ ચાલાક પુતલી છે." તે બબડયો.

"તમે નીરાશ થઇ આવ્યા લાગો છો." હોલકરે કહ્યું.

"નહી. હું છેક નીરાશ થયો નથી પણ મામલો ભેદી થતો જાય છે. જો પેલા ઘરમાં મીસ એલીસ બ્રાઉન રહે છે. તે જુવાન અને ખુબસુરત છે. સંભાળીને ચાલજે એલીસે મને કહયું છે કે તે બહારગામ જવાની છે. એના પર બારીક નજર રાખજે. એ જ્યાં જાય ત્યાં એની પાછળ પડછાયાની પેઠે જજે અને જો કદાચ ફ્રોકસ્ટોનમાં વ્હાઇટરોક હોટલમાં જાય તો એની બાજુનોરૂમ તું ભાડે રાખજે."

હોલકર એક પણ બોલ બોલ્યા વીના પોતાના સરદારની આજ્ઞા પાળવા પસાર થઇ ગયો.



# પ્રકરણ ૧૦ મું.

## બાટન.

મેકવેન હોલ્કરથી છુટો પડી વીકટોરીયા સ્ટેશનપર ગયો, વરડન કેસે તેને મુઝવણમાં નાખ્યો હતો. તેને રોઝ અને એલીસ બંને બનાવતી હતી અને બન્ને એક બીજાનો ભેદ જાણતી હતી એવો મેકવેનને શક ગયો હતો. મામલો ગંભીર થતો હતો. બે સ્ત્રીઓ તેની સામે કાવતરૂ કરતી હતી અને તેમાંની એક એલીસપર તેનું જીગર ચોંટયું હતું. જીગર એલીસ ચોરી ગઇ હતી અને તે જરા મુર્ખો બન્યો હતો એ વાત તે જાહેરમાં કબુલે એમ નહોતું પણ એલીસની મોહક મુરતી તેની નજર સામે તરવરી રહી હતી અને તે ડીટેકટીવ મટીને "આશક" થવાની અણીપર હતો તે વીશે જરા પણ શંકા નહોતી.

તેણે ફોકસ્ટોનની ટ્રેન પકડી. તેના મગજમાં ટ્રેનની ઝડપ કરતાં વધુ ઝડપથી જાત જાતના વીચારો ઘોળાતા હતા શું મામલો ગંભીર થતો હતો? નહીં. ઉલટું તેને એમ લાગ્યું કે . આ કેસનો ભેદ ખોલવાની અણીપર આવ્યો હતો. મીસીસ રોઝ હેરીકે પોતે ગુનાહ થયો હતો તે વેળાએ જુદીજ જગ્યાએ હોવાની રજુ કરેલી "એલીસી"ની દલીલ પાયા વીનાની હતી: કારણકે મીસ એલીસ બ્રાઉને તેને કહ્યું હતું કે રોઝ તેને ત્યાં રાતે એકલી આવી હતી જ્યારે મકાનના રખેવાળના કહેવા પ્રમાણે બંને બહારથી સાથે આવી હતી. આ એક મુદ્દો હતો. બીજો મુદ્દો રોઝ એલીસને ત્યાં કેટલા વાગે

ગઇ તે હતો. તે ટ્રેન ચુકી ગયા પછી તાર મેલીને વરડનની સાથે તેના રૂમપર ગઈ હતી? વરડનને ત્યાં જઈ તેનું ખુન કરી ને એલીસને ત્યાં ગઇ હોય તે સંભવીત નથી? ખુબસુરત એલીસ તેને મુરખ બનાવી ગઇ તેથી તેણે આ કેસમાં જરાપણ દયા નહી બતાવવાની પ્રતીજ્ઞા લીધી.

ફોકસ્ટોનમાં આવી તેણે જોન હેરીકને મળવાની માગણી કરી.

"મી. અને મીસીસ હેરીક બંને ડીનર લઇ કોનસર્ટમાં ગયાં છે. "હોટલની મેનેજરેસે જવાબ વાળ્યો: "અને દશ વાગા સુધી પાછા આવવાનો સંભવ નથી. તમે તેમની રાહ જોવા માગો છો?"

મેકવેને ઘડીઆળ જોયું. તેની પાસે પુરો એક કલાક હતો અને સાઠ મીનીટમાં તો કંઇ કંઇ કરી નાખવાની તેને ઉમેદ હતી.

"હા. હું મી. હેરીકના રૂમમાં થોભીશ. હું તેનો જુનો દોસ્ત છું."

હોટલની દાસી તેને માળપર એક વીશાળ દીવાનખાનામાં છોડી આવી. ટેબલપર રોઝે પોતાની અને પોતાના પતીનો છબી મુકી હતી ડીટેકટીવ કરડી નજરે રોઝની છબી જોઇ રહ્યો.

"મીસ એલીસ કરતાં પણ પણ એ ફાંકડી છે" તે બબડયો. "૯ ને પાંચ થઇ ને એ લોકો દશ વાગ્યા સુધી આવવાના નથી. એટલામાં રોઝના ઓરડાનો ઝડતી લઇ લઉં?"

તેણે દીવાનખાનામાંથી એક દ્વાર ઉઘાડયું. બાજુનો ઓરડો રોઝનો હતો. તે ચોરની પેઠે તેમાં દાખલ થયો. ઓરડામાં અંધારૂં હતું. બારી પર મજબુત પરદા લટકતા હતા. જેમ તેમ દીવાલને અઢેલી તેણે વીજળીક બતીની સ્વીચ શોધી કાઢી અને ઓરડામાં પ્રકાશ ઝળહળી રહયો, બીજીજ પળે તેણે રોઝનું કબાટ ઉઘાડી નાખ્યું અને તેમાંથી રોઝનો મુસાફરીનો ડગલો કાઢી તેને ખુરશીપર નાખી તપાસવા લાગ્યો. તેનો હાથ ધ્રુજયો.

"મેકવેન, દીકરા તું ગધેડો છે. તું કલોડ વરડનના ખુનનો ભેદ શોધી કાઢવા આકાશ પાતાળ એક કરી રહયો છે પણ તારૂં હૃદય ધડકે છે. તું હોલકર પાસે ગમે તેવી ડીંગ મારે પણ કાળી આંખોની તારાપર અસર થયા વીના રહી નથી. હશે. ન્યાય તે ન્યાય શું હું એ પ્રેમીઓને છુટાં પાડું ? શા માટે નહી ? ઇનસાફને માટે મારે મારી ફરજ બજાવવીજ જોઇએ–" તેના કપાળ પર પ્રસ્વેદના બીંદુઓ બાઝી ગયા હતા, તે લુંછી નાખી તે પાછો વિચારમાં પડયાઃ "જોન રોઝને ચાહે છે; તેના પર અંધ વિશ્વાસ રાખે છે. રોઝ પણ જોનપર પાગલ થયેલી છે. જો રોઝની પસંદગીમાં જોને ગફલત ખાધી હોય તો તેમાં એ બીચારાનો વાંક નથી. હું પણ એલીસને જોઇને ચકભ્રમ બની ગયો હતો. આહ ! બ્રહ્માએ મરદોને પાગલ બનાવવા માટે શા માટે સુંદર સ્ત્રીઓ સર્જી હશે ?..." જવા દે. મેકવેન ! તારે રોઝ કે જોનનો વિચાર કરવાનો નથી. આ કેસપર તારા પોતાના ભવિષ્યનો આધાર

છે. જો તું જીત્યો તો ડીવીઝનલ ઇન્સપેકટર થશે અને સ્કોલેંડ યાર્ડમાં તારી બોલબાલા ગવાશે. આખું લંડન-આખું ઇંગ્લાંડ વરડનના ખુનીને ફાંસીએ લટકાવવાની બુમાબુમ કરે છે! જો પેલું બટન આજ ડગલાનું હશે તો તારી જીત થઇ ચુકી." તેણે ગજવામાંથી પેલું બટન કાઢયું. તે પછી પોતાના પગપર ડગલો નાખી તેના બટન જોવા લાગ્યો. બધા બટન સલામત હતા. પણ નીચેનું બટન બીજા બટનથી જરા નાનું હતું. અને તેનો ચળકાટ ઓછો હતો. કેવી ચાલાક બીલાડી? રોઝે ડગલામાં ગુમ થયલા બટનની જગ્યાએ બીજું બટન ટાંકવાની ચાલાકી બતાવી હતી પણ તેમ કરતાં તે જરાક ગોથું ખાઇ ગઇ હતી.

"રોઝનું બટન ડગલાના બીજા બટન સાથે મળતું નથી અને મારૂં બટન આબાદ મળે છે. રોઝ હેરીક! હવે તું મારા પંઝામાં આબાદ સપડાઇ ગઇ. તું ભલે ના પાડ, પણ ખુનની રાતે તું વરડનના રૂમમાં ગઇ હતી તે વિષે કંઇ પણ શક નથી." તેના આનંદનો પાર રહયો નહી. તે ડગલો મુકી દેવાની અણીપર હતો એવામાં બારણા અચાનક ઉઘડી ગયા. અને રોઝ ભયથી રૂની પુણી જેવી થઇ ઉંબરપર ઉભી ઉભી ડીટેકટીવને જોઇ રહી.

"તમે મારા શયનગૃહમાં શું કરો છો? મારા કબાટમાંથી તમે મારો ડગલો શા માટે કાઢયો? મારા સવાલનો જવાબ આપો; નહીં તો હું મારા ધણીને બોલાવીશ." રોઝ તરત સાવધ થઇ, દમામથી બોલી.

"મીસીસ હેરીક! મારી સલાહ માનો," ઠંડે કલેજે મેકવેને જવાબ વાળ્યો. "અને તમે જો તમારા ભવિષ્યની દરકાર કરતા હો તો મને એકલાનેજ તમારે જે કહેવું હોય તે કહો."

રોઝ થોડીવાર ચુપ રહી. તેની છાતી ભયથી ધડકતી હતી. ગ્લોવર સાથે આવનાર ડીટેકટીવ મેકવેનને તેણે ઓળખી લીધો. આ કરડા માણસે તેને કંઇજ પૂછ્યું ન હતું. હવે તે તેના રૂમમાં તપાસ કરવા આવ્યો હતો અને જે ડગલો પહેરીને તે વીકટોરીયા સ્ટેશનપરથી વરડનને ત્યાં ગઈ હતી તે ડગલો ડીટેકટીવના રાંકોડી હાથમાં હતો. રોઝે ધાર્યું કે તે ડગલાપર લોહીના ડાઘ જોવા આવ્યો હશે. ખુનના આરોપીના વસ્ત્રોપર લોહીના ડાઘ માલુમ પડે તો તે પ્રબલ પુરાવો ગણાય છે, એમ રોઝ જાણતી હતી. આ વિચારથી તેને હિંમત આવી. તેના ડગલાપર લોહીનો ડાઘ હતોજ નહિ. વરડનના ખુન માટે તે નિર્દોષ હતી.

"તમે મારા ભવિષ્ય વિષે શા માટે ઇસારો કરો છો? તમારી એકલાનીજ સાથે વાત કરવાની મને ફરજ પડવામાં તમારી મતલબ શી છે?" રોઝે ફરી દમામ બતાવ્યો.

"મીસીસ હેરીક! હું તમારા લાભ માટે એમ કહું છું, બોલો તમે તમારા ડગલાપર નવું બટન મુકવાની શા માટે તસ્દી લીધી?"

"તમારી વાત હું સમજી શકિત નથી, ગઇ કાલે મુસાફરીમાં મારૂં એક બટન તૂટી ગયું હતું. તેને બદલે મેં બીજું ટાંકી લીધું તેમાં તમને નવાઇ શા માટે લાગે છે?"

"કેમકે તૂટી ગયલા બટનની મને ખાસ જરૂર છે."

# પ્રકરણ ૧૧ મું.

—:૦:—

## રોઝ ગભરાઈ.

"તમે શું કહેવા માગો છો તેજ હું સમજી શકતી નથી. ખરી વાત એ છે કે મારા કોટમાંથી એક બટન ગુમ થયું હતું. નવા કોટના બટન જોરથી સીવવામાં આવતાં નથી એટલે વધુ બટન તુટી કેમ ન ગયાં તેજ અજબ જેવું છે. તમે મારો કોટ તપાસી જોશો તો તમને જણાશે કે મેં બધા બટન ફરીથી સીવી લીધા છે." મીસીસ હેરીકે ખુલાસો કર્યો.

"તમે એમ કહેવા માગો છો કે આજ બટન તુટી ગયું હતું ?

"નહી. જે ખરી વાત છે તે મેં તમને જણાવી દીધી. તમે શા માટે આવી પુછપરછ કરો છો ?"

"મહેરબાની કરી ધીરજ રાખો. તમે તમારૂં બટન કયાં ગુમાવ્યું હતું તેનો તમને કંઇ ખ્યાલ છે.

"જરા પણ નહી. તે ગમે ત્યાં તુટી પડયું હશે."

"બટન તુટી જવાની તમને કયારે ખબર પડી ?"

"આજે સવારે તમે ગયા પછી મારા પતી સાથે હું ફરવા જવાની હતી તે વખતે કોટમાં એક બટન ન હતું અને બીજા તુટી જવાની અણીપર હતા. આથી મારા હાથમાં જે બટન આવ્યું તે મેં સીવી લીધું."

"આહ !" ડીટેકટીવથી બોલાઈ ગયું. તેને લાગ્યું કે હું ધારતો હતો તેટલો હું ચાલાક નથી. આ સ્ત્રી તેને અજબ માથાની મળી: "તમારી પાસે ઘણા બટન છે ?"

"તમેજ જુઓને." કહી રોઝે ટેબલનું એક ખાનું ખોલ્યું અને તેમાંથી એક રેશમી કોથળી કાઢી પોતાની નાજુક હથેલીમાં અનેક બટનો ખાલી કર્યા "જુઓ-આમાં જોઇએ તેટલા બટન છે."

મેકવેન તીક્ષ્ણ નજરે બટનો જોવા લાગ્યો. કાળા કોટપર શોભે તેવા લગભગ ડઝન બટન હતા અને તે કોટપરના બીજા બટનોની જેવડા તથા તેવાજ રંગના હતા. બીજા એક બે જરા નાના હતા અને આ નાના બટનના જેવું બટન રોઝે પોતાના કોટપર ટાંગ્યું હતું. એ વાત તદન સ્પષ્ટ હતી. જો રોઝ કંઇ છુપાવવા માગતી હોત તો તેણે આબાદ બીજા બટનોના જેવુંજ બટન ટાંકયું હોત, મેકવેન એક મોટું બટન હાથમાં લઈ બોલ્યો: "તમારા કોટના બીજા બટનો સાથે આ બટન મળતું આવે છે. આને બદલે તમે નાનું બટન શા માટે ટાંકયુ ?"

"હું એવી નજીવી બાબતની દરકાર કરતી નથી. મારે ઉતાવળમાં મારા ધણી સાથે ફરવા જવાનું હતું. તમેજ સમજી શકશો કે હનીમુન ગુજારવા નીકળેલી જુવાન સ્ત્રી આવી બાબદની દરકાર કરતી નથી."

મેકવેન હસ્યો. હવે છેલ્લે પાટલે બેઠા વીના તેનો છૂટકોજ ન હતો. તે રોઝને હંફાવવાનો દ્રઢ નીશ્ચય કરી બેઠો હતો.

"સાંભળો, મીસીસ હેરીક!" મેકવેન ગંભીર અને દૃઢ અવાજે બોલ્યો: "તમે જે વાત કરો છો તે સાચી નથી. ખરી વાત એ છે કે તમે ક્લોડ વરડનના ઓરડાના પરદાવાળા બારણામાંથી ઝડપથી બહાર નીકળી જતાં હતાં ત્યારે બારણા સાથે ભેરવાવાથી એક બટન તુટી ગયું હતું–"

આ ઘા આબાદ વાગ્યો રોઝ પગથી માથા સુધી કમ્પી ગઇ. તેની આંખે ચક્કર આવ્યાં.

"હું–હું–ક્લોડના ઓરડામાં–" લથડતી જબાને તે આટલા શબ્દો બોલી બેભાન થઇ ગઇ.

મેકવેન ગભરાયો. તેણે કોઇ સ્ત્રીને પોતાની નજર સામે બેભાન થતી જોઈ ન્હોતી એક તો તે વગર રજાએ ચોરની પેઠે જોન હેરીક જેવા પ્રખ્યાત બેરીસ્ટરની બૈરીના શયનગૃહમાં ઘુસી આવ્યો હતો અને હવે રોઝ બેભાન થવાથી તેની સ્થીતી કફોડી થઈ પડી હતી. તેણે તાબડતોબ રોઝનો કોટ કબાટમાં મુકી દીધો પેલા બટનો કોથળીમાં નાખી તે ટેબલના ખાનામાં સેરવી દીધી અને રોઝને ઉંચકી બાજુના ઓરડામાં પલંગપર સુવાડી દઇ તેણે બારીના પરદા ખોલી નાખ્યા. તાજો પવન આવવાથી રોઝ સાવધ થઇ તેની મોહક આંખો ઉઘડી, તે થરથર ધ્રુજતી હતી. શીકારીના પંજામાં સપડાયલી હરણીના જેવી તે બીચારીની હાલત હતી.

મેકવેન રોઝના રૂની પુણી જેવો ચહેરો જોઇ પસ્તાવા લાગ્યો. તેને લાગ્યું કે તેણે પોતાની સત્તાનો દુરૂપયોગ કર્યો. પણ નહી,

બીજી પળે તે એ ખ્યાલ ભુલી ગયો. તે ડીવીઝનલ ઇન્સપેકટર થવાને તલપાપડ થઇ રહયો હતો અને જો વરડનના ખુનનો ભેદ તે શોધી કાઢે તોજ તેને એ પદવી મળવાની આશા હતી. એક નજીવા તારના ફારમ પછવાડેના શીરના માપર પાયો બાંધીને તે આ ભેદી ખુનના ભેદ એક પછી એક શોધી કાઢતો હતો. એલીસ બ્રાઉન તેની પાસે જુઠું બોલી તેને બનાવી ગઈ તેથી તે ગુસ્સે થયો હતો. પણ હવે તે શંકાના ક્ષેત્રમાંથી બાહાર આવ્યો હતો. વરડનના ઓરડામાં ખુનની રાતે રોઝ ગઇ હતી તે વીશે તેને જરા પણ શક રહયો નહોતો. રોઝના કોટમાંથી ગુમ થયલું બટન તેના કબજામાં હતું અને "રોઝ વરડનના ઓરડામાંજ બટન ગુમાવી આવી હતી" એ શબ્દોની જાદુઇ અસરથી તે બેભાન થઈ ગઇ તેથી તેની શંકા ખાત્રીના રૂપમાં ફેરવાઇ ગઇ હતી. પણ હવે રોઝને વધુ સતાવવામાં તેને સાર જણાયો નહી. તે જાણતો હતો કે તેને જોન હેરીક જેવા બેરીસ્ટર સાથે કામ લેવાનું છે. રોઝ પર પોલીસને શક ગયો છે એ બીનાની જોનને ખબર પડી જશે તો તે પોલીસને લોખંડના ચણા ચવાડશે અને ડીટેકટીવની તપાસમાં જાત જાતની મુશકેલી ઉભી કરશે તે મેકવેન સારી પેઠે જાણતો હતો. જો રોઝ ચુપ રહે તો જોનને આ વાતની ખબર પડશે નહી એમ ધારી તેણે કરડાકી છોડી દીધી અને રોઝ તરફ લાગણી ભરી નજરે જોઇ બોલ્યો: "મીસીસ હેરીક ! તમારે ગભરાવાની કંઇજ જરૂર નથી."

રોઝ હસી તે હવે પુરતી સાવધ થઇ હતી અને ઠંડા પવનની લહેરીથી તેનાં ગાલપરની ઉડી ગયલી રતાસ પાછી આવી હતી.

તે નીર્દોષ હતી. કલોડ વરડનનું ખુન તેણે કર્યું ન્હોતું એટલે ખુનના આરોપ માટે તે ગભરાતી ન હતી. તેને એકજ ભય હતો અને તે કલોડ સાથેના તેના આગલા લગ્નની વાત જોનથી છુપી રાખવાનો. આહ ! જો તેણે એ અણગમતી વાત પ્રથમથીજ પોતાના વ્હાલા જોનને કહી દીધી હોત તો તેને આટલી બધી મનોવેદના સહન કરવી પડત નહી. હવે તે લાચાર હતી. તેને પોતાના જાતની દરકાર ન હતી. પણ તેના વ્હાલા જોનને તે દુ:ખી કરવા માગતી ન્હોતી જો મેકવેન તેનો પીછો છોડી દે અને લોકો કલોડના ખુનને ભુલી જાય તો તે પછી તે જોનની વીશાળ છાતી પર માથું મુકી રડતાં રડતાં સઘળો એકરાર કરી પોતાના પતીની માફી માગી લેશે એવી આશાથી તેણે મૌન રહેવાનો નીશ્ચય કર્યો હતો.

તમને મારાપર કંઇ શક છે ? થોડીવારમાં મારા પતી આવશે. તમારે મને જે પુછવું હોય તે પુછી લ્યો. હું જવાબ આપવાને તૈયાર છું.

" મીસીસ હેરીક ! તમારૂં દીલ દુખાવવા માટે હું ખરેજ દીલગીર છું મને તમારાપર જરા પણ શક નથી. ભલે મી. હેરીક આવે ! મને તમારો મીત્ર સમજજો .."

ગેઝને આ શબ્દો સાંભળી શાંતી વળી, બે ત્રણ મીનીટ બંનેએ એસ્કાર પેસ્કારની વાત કરી એટલામાં ત્યાં જોન આવી લાગ્યો.

" ઓહો ! મેકવેન ! તમે પાછા આવ્યા ? એક દીવસમાં બબ્બેવાર ફોકસ્ટોનની મુસાફરી ! તમે ડીટેકટીવો અજબ માણસ છો ! કેમ કંઇ નવા જુની છે ?" હેરીક આવતાંવાર મેકવેનને જોઇને તેની સાથે શેકહેંડ કરતો બોલ્યો.

" નહી મી. હેરીક ? નવા જુની કંઇ નથી. પેલા તારના ફારમને લીધેજ મારે મીસીસ હેરીકને તકલીફ આપવી પડી. અમે શું કરીએ ? અમારી ફરજજ એવી છે."

"તમને મારી પત્નીપર તો કંઇ શક નથી ને?"

"નહી નહી મી. હેરીક ? હકીકત એટલીજ છે કે તમારા પર મીસીસ હેરીકે કરેલા તારની પાછળ મરનારનું ઠેકાણું હોવાથી તે વીષે તપાસ કરવાની અમારી ફરજ હતી, ચાલો, સાહેબજી !" કહી મેકવેને રજા લીધી.

જોન અને રોઝ થોડીકવાર મીઠી મીઠી વાત કરી અને તે પછી રોઝ થાકી ગયલી હોવાથી શયનગૃહમાં ગઇ, જોન પોતાના ઓરડામાં જઇ સીગરેટ સળગાવી વ્હીસ્કીનું ગ્લાસ પીવા બેઠો. એવામાં ટેલીફોનની ઘંટડી વાગી.

" કોણ છો ?" જોને પુછ્યું.

" તમારૂં ભલું ઇચ્છનાર" કોઈ સ્ત્રીનો અવાજ આવ્યો.

" તમારૂં નામ ?"

"તમારે નામ જાણુવાની કાંઇ જરૂર નથી."

" તો ફોન છોડી દો." જોન ગુસ્સે થયો.

" સાંભળો મી. હેરીક ! ઘણી અગત્યની વાત છે. તમારી પત્ની કાલે રાતે વીકટોરીઆ સ્ટેશન પર તમારાથી છુટી પડી ક્યાં ગઇ હતી તે તેને પુછી જોજો. સાહેબજી !"

જોનના ગુસ્સાનો પાર રહયો નહી, તેણે ગુસ્સાથી રીસીવર છોડી દીધું અને આમ છુપી રીતે તેના દીલમાં તેની વ્હાલી માટે શંકા પેદા કરનાર બદમાશ કોણ હશે તેનો તે વીચાર કરવા લાગ્યો. તેણે ટેલીફોનના વડા મથકપર ફોન કરીને તેનાપર ફોન કરનાર વીશે તપાસ કરી પણ ત્યાંથી તેને એટલીજ ખબર મળી કે સેંટ લીઓનાર્ડમાંના કોઈ જાહેર ટેલીફોન પરથી કોઇ સ્ત્રીએ તેની સાથે વાત કરી હતી આ દુષ્ટ કોણ હશે તેનો જોનને ખ્યાલ શુદ્ધાં આવ્યો નહી ભારી મગજે તે શયનગ્રહમાં ગયો અને ત્યાં રોઝનું સુંદર હસતું વદન જોઈ તેની સઘળી શંકા ઉડી ગઈ.

# પ્રકરણ ૧૨ મું.

—:○:—

## ખાનગી ડીટેકટીવ.

રોઝ બેભાન થઇ ગઇ અને તેને શાંત કરીને મેકવેન વિદાય થઇ ગયો તે પછી તેના આનંદનો પાર રહયો નહિ. રોઝ ખુનવાળી રાતે કલોડ વરડનના ઓરડામાં ગઇ હતી. બન્નેએ સાથે બેસીને પોરટ વાઇનિ પીધો હતો. તે પછી બંનેને કોઇ કારણસર ખટપટ થઇ હતી, વરડનના ઓરડામાં થયલી ભાંગતુટ પરથી મેકવેનની ખાત્રી થઇ હતી કે વરડને રોઝને બળાત્કારથી રોકી રાખવાનો પ્રયત્ન કર્યો હતો અને રોઝ ત્યાંથી છટકી જવા માટે વરડનને પીન ભોંકી નાસી ગઇ હતી. ઉતાવળમાં ઓરડામાંથી બહાર નીકળતાં રોઝનો કોટ બારણા સાથે ભરવાયો હતો અને ડગલાનું એક બટન તુટી ગયું હતું. મેકવેને ધાર્યું કે રોઝનો હેતુ વરડનનું ખુન કરવાનો નહિ હશે. તે તેને જખમી કરીનેજ ત્યાંથી છટકી જવા માગતી હશે પણ ગુસ્સાના આવેશમાં જોશથી પીન ભોંકી દેવાથી વરડન મરણ પામ્યો હશે. વરડનના ઓરડામાંથી નીકળી તે એલીસ બ્રાઉનને ત્યાં ગઇ હતી અને ત્યાં તેણે એલીસને બધી વાત કરી દઇ પોલીસને કેવી રીતે ઠંગાવવા તેનો વીચાર કર્યો હશે મેકવેન સમક્ષ એલીસ જુઠું બોલી હતી તે પરથી તેણે ધારી લીધું કે એલીસને રોઝે પોતાના વીશ્વાસમાં લઇને સઘળી હકીકતથી તેણીને વાકેફ કરી

હશે .આટલી આટલી સાબીતી ભેગી કરવા છતાં જોન હેરીક જેવા બેરીસ્ટરના બધરીને પકડવા માટે વોરંટ મેળવવાની મેકવેન હીંમત કરી શકયો નહિં. તેને લાગ્યું કે હજુ પણ વધારે પુરાવાની જરૂર છે.

બીજી બાજુએ રોઝ હોટલમાં સહવારના પહોરમાં જાગી ત્યારે તેને દુનીઆ નવીજ જણાઈ. જુની દુનીઆ રાત્રીના અંધકારમાં ગુમ થઇ ગઈ હતી. તે હવે જોન હેરીકની પત્ની હતી. જોનના બંને હાથો તેના ગળા પર હતા અને જોનના હોઠ તેણીના હોઠને વળગ્યા હતા, જોનના પ્રબળ પ્રેમમાં રોઝ સઘળી ચીંતા અને ભય ભુલી ગઇ.

હનીમુનના સુખી દીવસો આનંદમાં પસાર થવા લાગ્યા. હવે મેકવેન રોઝને હેરાન કરવા આવતો ન્હોતો. રોઝ પોતાની નીર્દોષતા જાણતી હતી એટલે તે ધીમે ધીમે પોલીસનો ભય ભુલવા લાગી. વરડને તેની જીંદગીની મીઠાશ લુંટી લેવાનો ઇરાદો રાખ્યો હતો પણ હવે તે પેલી દુનીઆનો મહેમાન થયો હતો અને તે કારણસર રોઝ તેની પણ દયા ખાતી હતી, જોને મળેલ નનામા સદેશાની જરા નહોતી કેમકે બીજાઓનું સુખ જોઇને બળી મરનારા ઘણા બદમાસો આ દુનીઆમાં પડયા છે તે તે જાણતો હતો. તારના ફારમની પાછળના સરનામા સાથે રોઝનું નામ વર્તમાનપત્રામાં વાંચીને કોઈ બદમાસે જોનના દીલમાં શંકા પેદા કરવા માટે ટેલીફોન કર્યો હશે એમ ધારીને જોને એ ખ્યાલજ મનમાંથી કાઢી નાખ્યો હતો. વર્તમાનપત્રો પણ હવે વરડનના ખુનને ભુલી ગયા હતા. રોજ રોજ નવા નવા સેનસેશન શોધનારા છાપાઓને વરડનનો ખુની શોધવાની દરકાર ન્હોતી. વેસ્ટ

મીનીસ્ટર ફ્લેટમાં રહેતા કલોડ વરડન નામના સખસનું કોઈ સખસ અથવા સખસોએ ઇરાદાપુર્વક ખુન કર્યું હતું. એવો જ્યુરીએ અભીપ્રાય આપ્યા પછી છાપાવાળાઓએ આ કેસ વીષે એક શબ્દ પણ લખવાની જરૂર જોઇ નહોતી. રોઝની જગ્યાએ કોઇ ચાલાક સ્ત્રી હોત તો તે વધારે સાવધ રહેત. પણ રોઝ ભોળી હતી. જુરીનો અભીપ્રાય આવી ગયા પછી આ પ્રકરણ તદન બંધ થયું હતું. એમ તે માનતી હતી. પણ કાયદાના પ્રતીનીધીઓ રાત દીવસ તપાસ કરીને વરડનના ખુનનો ભેદ શોધી કાઢવા માટે ઉથલ પાથલ કરી રહ્યા હતા તેની બીચારી રોઝને ખબર પણ નહોતી.

મેકવેન જરા પણ જંપ્યો નહોતો. તેનો સાથી હોલ્કર એલીસના પડછાયાની પેઠે જાસુસી કરતો હતો અને સ્કોટલેંડ યાર્ડના ઉપરી અમલદારો જો વીરૂદ્ધ પડયા નહિ હોત તો મેકવેને અત્યાર આગમજ રોઝને પકડવાનું વોરંટ મેળવ્યું હોત !

સ્કોટલેંડ યાર્ડમાં પોતાની દાદ નહીં સંભળાવાથી મેકવેન મુંઝાયો. તેને પોતાનો કેસ વધારે મજબુત કરવાની જરૂર જણાઇ. પણ હવે શું કરવું તે તેને સુઝયું નહી. ઘણો વીચાર કર્યા પછી તેણે તેના મીત્ર સ્ટીલ બરટનની સલાહ લેવાનો વીચાર કર્યો. સ્ટીલ બરટન હીંદમાં છુપી પોલીસના અમલદર તરીકે નામ કાઢી આવ્યા હતો અને હવે લંડનમાં ખાનગી ડીટેક્ટીવનું કામ કરતો હતો. મેકવેન બરટનની સલાહ લેવા માટે તેને ઘેરે દોડી ગયો. બરટને તેને વ્હાલથી આવકાર આપ્યો અને બન્ને દોસ્તોએ સીગારેટ

સળગાવ્યા પછી મેકવેને વાત શરૂ કરી. સ્ટીલ બરટન વરડન કેસની છાપામાં પ્રગટ થયલી વીગતો જાણતો હતો. મેકવેને તેને પોતે કરેલી શોધની ખબર આપી અને તે પછી કહ્યું. "એ ખુબસુરત બલાઓ મને હંફાવી રહી છે!"

"ખરેખર!-" બરટન હસ્યો: "સ્ત્રીઓ અજબ હોય છે એ વાત ખોટી નથી. એક આંખના ઇસારાથી નાઝનીનોને જે જોઇએ તે મળી રહે છે છતાં તેઓ ખુન જેવા ભયંકર ગુન્હા શા માટે કરતી હશે!"

"તે તને મારા જેવો અનુભવ થશે ત્યારે જણાશે હવે મારી વાત સાંભળ. રોઝ વીષે મેં તને બધી વાત કરી છે. એલીસની પછવાડે હોલ્કર પડયો હતો તેણે મને ખબર આપી છે કે એલીસે સેંટ લીઓનારડમાંના જાહેર ટેલીફોન પરથી ફોકસ્ટોન હોટલમાં વાત કરી હતી .."

"હં - - પછી?"

"પછી વધુ તપાસ કરવાના હેતુથી હું એલીસના મકાનમાં ધુસી ગયો. એલીસ તે વખતે બહારગામ ગયલી હતી ત્યાંથી મને શું મળ્યું!

"શું?"

"જે પીનથી ખુન થયું હતું તેની જોડ"

"વાહ! હવે તારો કેસ રસીલો થતો જાય છે. પછી?"

# કોની બૈરી?



ડીટેક્ટીવ બર્ટન અને મીસ એડીથ.

"પછી મીસ એલીસ લંડનમાં આવી અને મેં તેને હંફાવવાના હેતુથી પેલી પીન તેને બતાવી. પણ તે જોઈને ગભરાઇ જવાને બદલે તે ખડખડ હસી પડી અને આબાદ તેનાજ જેવી ચાર પાંચ પીન તેણે મારી સામે ફેંકી. હું નીરાશ થયો. તે પછી મેં એલીસના મકાનના રખેવાલને ફરીથી પુછપરછ કરી ત્યારે તે પણ ફરી ગયો. ખુનવાળી રાતે રોઝ કેટલા વાગે આવી હતી, રોઝ એકલી આવી હતી કે એલીસની સાથે? વીગેરે સવાલોના જવાબમાં તેણે મને ઉડાવનારા જવાબ આપ્યા અને મારી બધી મહેનત ઉંધી વળી. પરીણામ એ આવશે કે ખુની રોઝ હેરીક છટકી જશે અને મારી —ચારલ્સ મેકવેનની—ડીવીઝનલ ઇન્સ્પેકટરની પદવી હવામાં ઉડી જશે. બરટન! તું મારો દોસ્ત છે. મેં તને અગાઉ આઇરીશ કાવત્રા કેસમાં મદદ કરી હતી, આ વખતે મને મદદ કરીને આભારી કરશે?"

"હા."

"શાબાશ! દોસ્ત મળજો તો તારા જેવા મળજો."

"આભાર માનવાની જરૂર નથી. વરડનની દફન ક્રીયા થઇ છે?"

"નહી. આજે સાંજે થશે."

"ત્યારે મને પહેલાં શબ જોવા દે, તે પછી હું ખુનવાળો ઓરડો જોવા માગું છું."

"ઓરડામાંથી કેટલી ચીજો મળી હતી?"

"ફક્ત ત્રણ. એક હેટપીન, એક ચશ્માની ભાગેલી કોર—"

' સ્ત્રીના કે પુરૂષના ?"

" પુરૂષના. એ શિવાય એક મોટું કાળું બટન મળ્યું છે. વળી બે ખાલી પ્યાલા પણ હતા—"

" તેમાં શું પીવાયું હતું ?"

" પોર્ટ વાઇન."

" તેમાં કંઇ કેફી ચીજ હતી ?"

" જરા પણ નહિ."

" જરાવાર થોભ. હું કપડાં પહેરી તારી સાથે આવું. તને મુઝવનારી બે ખુબસુરત પરીઓને જોવાને હું તલ પાપડ થઇ રહ્યો છું." બરટને કહ્યું અને તે બીજા ઓરડામાં વસ્ત્રો બદલવા ગયો.

થોડીવારમાં બન્ને મિત્રો સ્કાટલેંડ યાર્ડમાં જઇ પુગ્યા જ્યાં બરટને ખુનવાળા ઓરડામાં મળી આવેલી સઘળી ચીજો લક્ષપુર્વક જોઇ લીધી. દારૂના પ્યાલા શિવાય સઘળી ચીજોના તેણે આબાદ ચિત્રો પાડી લીધા. તે પછી તે ખુનવાળો ઓરડો જોવા ગયો અને લાશ કેવી હાલતમાં મળી હતી, તે વખતે ઓરડાની હાલત કેવી હતી વિગેરે મેકવેન પાસેથી જાણી લીધું.

તે પછી બન્ને હોસપીટલમાં શબ જાળવવાના ઓરડામાં ગયા. ત્યાં શબને અજબ હીકમતથી જાળવી રાખવામાં આવ્યું હતું શાંતિથી જાણે ગાઢ નિદ્રામાં પડયો હોયની એવો ભાસ થતો હતો. બરટન વાંકો વળ્યો અને મેકવેન ન જુએ એવી રીતે તેણે મરનારના નાકની દાંડીનું માપ લઇ લીધું. તે પછી તે મનમાંજ જરા હસ્યો અને મેકવેન પાસે જઇ બોલ્યો:—

" ચાર્લ્સ ! તારી ખાત્રી છે કે ખુન કોઇ સ્ત્રીએજ કર્યું છે ?"

મેકવેને જરા વિચાર કરી જવાબ વાળ્યોઃ "દોસ્ત ! યાદ રાખ કે પુરૂષો હેટપીન પાસે રાખતા નથી, બે મરદો સાથે મળે ત્યારે પોર્ટ વાઇન પીતા નથી, મરદો ચાર બટનવાળો મોટો ત્રાવેલીંગ કોટ પહેરતા નથી. જો તારે આ કેસનો ભેદ શોધી કાઢવો હોય તો આ ત્રણ મુદ્દા ધ્યાનમાં રાખજે."

બરટન ઘણા વખતથી આ મુદ્દા જાણતો હતો. તે શિવાય તેણે બીજી એક શોધ કરી હતી પણ ધંધાદારી અભિમાનને લીધે તેણે તે મેકવેનને કહી ન્હોતી. છેલ્લી ઘડીએ તેણે તે જે શોધ કરી હતી તેથી આખા કેસનું સ્વરૂપજ ફરી જતું હતું.

બરટન મેકવેનને મદદ કરવાને ઘણો આતુર હતો. પણ હોસ્પીટલમાંથી ઘેર જતાંજ તે ઇન્ફ્લ્યુએન્ઝાથી પટકાઇ પડયો અને તેથી તેને લગભગ વીશ દિવસ સુધી ઘરમાં ગોંધાઇ રહેવાની ફરજ પડી.

તે સાજો થયો તે દિને તેનો નોકર તેને થોડાક સચિત્ર છાપાં આપી ગયો. બરટન રમુજને ખાતર પાના ઉથલાવી ચિત્રો જોવા લાગ્યો. એજ વખતે મેકવેને ટેલીફોન કરી તેણે શું ધાડ મારી હતી તેની પરપુછ કરી અને બરટને પોતાની માંદગીને લીધે કંઈ તપાસ નથી થઈ તેની મેકવેનને ખબર આપી. મેકવેને ગુસ્સાથી ટેલીફોન છોડી દીધો.

બરટને ચિત્રો જોવાનું ફરીથી શરૂ કર્યું અને એક સુંદર ચિત્ર જોતાં તે અજાયબીથી છક થઇ ગયો. એક મોહક બગીચામાં બે સુંદર

યુવતીઓ ઉભી હતી. એકના નાજુક હાથમાં તાજાં ગુલાબના પુષ્પો હતા, ચિત્રની નીચે મુજબ ઉલ્લેખ હતો: "મોહક બાગનાં સુંદર પુષ્પો–ઉપલા ચિત્રમાં મી. જોન હેરીક એમ. પી. કે. સી. ના પત્ની મીસીસ હેરીક અને મી. જોનના યુવાન સાળી મીસ મેક્ષવેલ બગીચામાં ફુલ વીણતાં ઉભાં છે. મી. હેરીક ઇંગ્લંડના પ્રખ્યાત બૅરીસ્ટર છે અને હમણાં માદ્રીડમાં ભરાનારા ન્યુ યુનીવર્સલ લૉઝ કમીશનમાં ભાગ લેવા ગયા છે."

બરટનની આંખો ચિત્રપરજ ચોંટી ગઈ હતી: "મોહક બાગનાં સુંદર પુષ્પો!" તે બબડયો: "પણ આ બે પુષ્પોમાંથી અધિક સુંદર કયું પુષ્પ છે તે હું કલ્પી શકતો નથી. બન્ને એક બીજીને ટક્કર મારે એવી છે." આ વખતે કસોડ વરડનનું શબ જોઇને તેણે કરેલી શોધ યાદ આવવાથી તેને સંતોષ થયો. તેની બીમારી હવામાં ઉડી ગઇ. આ ચિત્રમાંની યુવતીઓને જોતાંજ તેના શરીરમાં વીજળીક શક્તિ આવી ગઇ, તે ખુરશીપરથી એકદમ ઉભો થઇ બબડયો: "મેકવેન મુરખ છે–હોલ્કર ગધેડો છે–મીસ એલીસ? વેલ, તે આ નાટકમાં કેવું પાત્ર ભજવે છે તે હજુ સ્પષ્ટ નથી. પણ એક વાત સ્પષ્ટ છે અને તે એ કે મીસીસ હેરીક વેસ્ટ મીન્સ્ટર ફ્લેટ ખુન માટે તદન નિર્દોષ છે." વીકટર!–તેણે પોતાના નોકરને બોલાવ્યો: "મારી બેગ તૈયાર કર! આમ મારૂં ડાચું ના જોયા કર. હું મુસાફરી કરવાને તદન શકિતવાન છું. ઉતાવળ કર. જા–ડાકટરની કંઇ જરૂર નથી. ઓહ! મેકવેન આવો મોટો ગધેડો હશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો!"

# પ્રકરણ ૧૩ મું.

## રોઝ અને બરટન.

"મીસીસ હેરીક ઘરમાં નથી, સાહેબ! તમે થોભશો કે ચીઠી લખી જશો?" એક દાસીએ સ્ટીલ બરટનને જવાબ આપ્યો અને તેના મ્હોં તરફ શકભરી નજરે જોઇ રહી. સ્ટીલ હસ્યો. તે છ માઈલ ચાલી બરટન આવ્યો હતો. પેલા ફોટોગ્રાફમાંની મનમોહક સુંદરી જોવાની તેને તલપ હતી. વર્તમાન પત્રમાંનો ફોટો જોતાં જોન હેરીકના રમણિય ઘરનો તેને આબાદ ખ્યાલ આવ્યો હતો જોનનું ઘર ખરે સ્વર્ગસદન જેવું હતું.

"તમને હરકત ન હોય તો હું મીસીસ હેરીકની રાહ જોઇશ." કહી તે દાસીની પાછળ હોલમાં દાખલ થયો હતો. ઓરડામાંના ટેબલ પર સુંદર ફલાવરવાઝમાં ગુલાબના ફુલો શોભી રહ્યા હતા. "મીસીસ હેરીક ક્યારે આવશે તે તમે જાણો છો?" તણે દાસીને ખુરશી પર બેસી સવાલ પૂછયો.

"લંચ લઇને તરતજ શેઠાણી બહાર ગયા છે. કદાચ ચાહ પીવાની વખતે આવે અથવા ડીનર પહેલા પણ આવી પહોંચે. તમારે મીસ મેક્ષવેલને મીસીસ હેરીકનાં બહેનને મળવું છે?"

બરટનને ફોટોમાંની રમણી યાદ આવી તે પ્રેમઘેલો ન્હોતો થયો તેણે મીસ મેક્ષવેલને હજી જોઇ પણ ન્હોતી છતાં તેની નાડી જોરથી ધબકારા મારવા લાગી.

"જો મીસ મેક્ષવેલ મને મળશે તો હું આભારી થઇશ. મારૂં નામ મી. સ્ટીલ બરટન."

દાસી બહાર આવી. બરટન બારીએ જઇ ઉભો. બગીચામાં મીસ મેક્ષવેલ ફુલ ભેગાં કરતી હતી. બરટને તેને તરતજ ઓળખી. એટલામાં દાસી મીસ મેક્ષવેલ પાસે જઇ પહોંચી અને તેને બરટનના આગમનની ખબર આપી. તે મધુરી રમણીએ બારી તરફ નજર ફેંકી અને ફુલની ટોપલી મૂકી દઇ બારીની નીચે આવી. તે બોલી: "બગીચામાં આવોને! મારી બહેન ચારેક વાગે આવશે."

બરટન તરત દાદર ઉતરી બગીચામાં ગયો.

"મારી બહેને તમને બોલાવ્યા છે?" રોઝની બહેને પૂછ્યું.

"નહિં. તે મને ઓળખતાં પણ નથી. પણ મારે તેમની સાથે અગત્યની વાત કરવાની છે."

તે સુંદરી અચાનક ઉભી રહી. તેને કંઇ શંકા આવી.

"મને માફ કરજો. તમે પોલીસના માણસ છો?"

"હું સરકારી નોકર નથી. પણ ખાનગી ડીટેકટીવ છું."

"ડીટેકટીવ?" તેના રાતા ઓઠ ધિક્કારથી હાલ્યા.

"મારી પદવી તમને નારાજ કરનારી હોય તો તે માટે હું દિલગીર છું. હું તમારા બહેનને મળવા પછી આવીશ."

બરટનની રીતભાત એટલી બધી વિનયી હતી કે તેના તરફ અભાવ બતાવવા માટે એડીથ મેક્ષવેલને શરમ ઉપજી.

"તમને માઠું લાગ્યું હોય તો માફ કરજો. પણ મને રોઝની ચિંતા થાય છે." એડીથે કહ્યું: "પોલીસ એ બીચારીને વારંવાર સતાવે છે. એક મેકવેન નામનો માણસ મારી બહેનની પાછળ ખાઇ પીને લાગ્યો છે. એ મુઆને હું જોઉં કની તો બેચાર તમાચાજ લગાવી દઉં! પણ હું શું બકી રહી છું? તમે તેના મિત્ર હશો અને આ વાત તેને કરશો એટલે એ મુઓ મારી બહેનને વધુ સતાવશે. પણ હું તમને લોકોને પૂછું છું કે રોઝે તમારા શું હાથી ઘોડા માર્યા છે? વરડનના ભયંકર ખૂન વિષે તે જે જાણતી હતી તે તો તેણે કયારનું પોલીસને કહી દીધું છે. રોઝ હનીમુન ગુજારવા ગઇ ત્યારે ગ્લોવર તેને સતાવવા ગયો પછી મેકવેન આવ્યો અને હવે તમે—"

નાદાન બાળક જેવી નિર્દોષતાથી પોતાની લાગણી વ્યકત કરતી એડીથને જોઇને બરટન હસ્યો. એડીથ તેના તરફ કરડી આંખે જોઇ રહી.

"તમારે ફીકર કરવાની કંઈ જરૂર નથી મીસ મેક્ષવેલ!" બરટન ગંભીર થઈ બોલ્યો: "હું ખુલ્લા દીલથી કબુલ કરું છું કે મેકવેનની સુચનાથીજ મેં આ કેસ હાથમાં લીધો છે પણ થોડા વખતપર મેં એક મુદ્દો શોધી કાઢયો છે તેથી આખો કેસ બદલાઇ ગયો છે. મીસીસ હેરીકે ગભરાવાની કંઇ જરૂર નથી એવી હું ખાત્રી આપવા આવ્યો છું. હવે તમે મને ખાનગી ડીટેકટીવ હોવા માટે માફ કરશો."

"એ તમે રોઝને માટે ખુશખબર લાવ્યા હો તો હું ગમે તે

માફ કરીશ. એ બીચારીને પોલીસે એટલી બધી સતાવી છે કે તે ફીકરથી દુબળી પડી ગઇ છે. તમે જાણુતા તો હશો કે મી. હેરીક પરદેશ ગયા છે?"

"નહિ. મી. હેરીકની ગેરહાજરી માટે હું દિલગીર છું. અમે ઓક્ષફર્ડમાં સાથે ભણ્યા હતા."

"એમ? ત્યારે તમે જોનને ઓળખો છો?"

"ઘણી સારી રીતે."

હવે એડીથનો બધો અભાવ દુર થઈ ગયો. "તમે ચાહ પીશો?"

"થેંક યુ!"

એડીથે દાસીને ચાહ લાવવાનો હુકમ કર્યો. થોડીજ વારમાં દાસી ચાહ લઈ આવી. એડીથે પોતાના નાજુક હાથે એ પ્યાલા ભર્યા અને બન્નેએ ખુશાલ ચહેરે પ્યાલા ખાલી કર્યા કે તરતજ રોઝ બગીચામાં દાખલ થઇ.

બરટન ઉભો થયો. તેણે એક પલકારામાં રોઝને જોઈ લીધી. તેની આંખની નીચે કાળા ડાઘ પડયા હતા અને તેના ચહેરાપર ચિંતાની સ્પષ્ટ છાપ જણાતી હતી, તે પોતાના જીગરમાં કોઇ ભયંકર ભેદ છુપાવી રહી હોય એમ બરટનને લાગ્યું.

"રોઝ! આ મી. સ્ટીલ બરટન ખાનગી ડીટેકટીવ છે અને પેલા કેસ સંબંધી ફીકર નહિ કરવાની તને ખાત્રી આપવા માટે અહીં આવ્યા છે." એડીથે રોઝ સાથે એડીથની ઓળખાણ કરાવી.

રોઝ એક કદમ પાછળ હટી ગઈ. તેની છાતીમાં નવેસરથી ભય ઉત્પન્ન થયો. જોનની ગેર હાજરીમાં તે વરડનના ખુનને ભૂલી જવાને શખત મહેનત કરતી હતી.

"મીસીસ હેરીક! તમે બહારથી થાકીને આવ્યા છો પહેલા ચાહ પી લો." બરટને વિવેક કર્યો.

"જો તમે લંડનની પોલીસ તરફથી આવ્યા હો તો મારે વધુ કંઇ કહેવાનું નથી." રોઝ ગભરાટથી બોલી. બરટનને તેની દયા આવી.

"હું એકલોજ આ કેસની તપાસ કરૂં છું. તમને સતાવવામાં આવ્યા તે માટે હું દિલગીર છું. સારે નસિબે મેં એવી શોધ કરી છે કે જેથી તમારી નિર્દોષતા તરતજ સિધ્ધ થઇ જાય છે. તમે ચાહ પી લો. પછી આપણે વાત કરીશું."

રોઝે ચાહ પીધી અને તે પછી તે બરટનને દિવાનખાનામાં લઇ ગઇ. એડીથ ફુલ વીણવા ચાલી ગઇ.

"મીસીસ હેરીક! વેસ્ટમીન્સ્ટર ફ્લેટમાં થયલા ભેદી ખુન સાથે તમને સંડોવવામાં મેકવેને ગંભીર ગોથું ખાધું હતું. હું તમારી સાથે ખુલ્લા દીલથી વાત કરીશ અને તમે પણ તેવીજ રીતે વાત કરશો એવી મને આશા છે." બરટને વાત શરૂ કરી.

"મી. મેકવેને તમને કહ્યું હશે કે મેં મારા પતિ પર જે તાર મોકલ્યો હતો તેના ફારમની પાછળ મરનાર વરડનનું ઠેકાણું હતું. મી. બરટન! એ ઠેકાણું મેં લખ્યું ન્હોતું."

"મેકવેન ગધેડો બન્યો હતો. તેના ભેજામાં એમજ ઠસી ગયું હતું કે કોઇ સ્ત્રીએ ખુન કર્યું છે એટલે તે તમારી પાછળ લાગ્યો; પણ ખરો વાત જુદીજ છે."

"તમને કોનાપર શક છે?"

"મારી પાસે એવી સાબીતી છે કે જેથી ખુની મરદ છે તે સહેલાઇથી પૂરવાર થઇ શકશે. મેં એ શોધ કરી કે તરતજ તમને ચિંતામુકત કરવાની મને મારી ફરજ જણાઇ. મારા મિત્ર મી. મેકવેનને કોણ જાણે કેમ હજુ પણ તમારાપર શંકા છે. પણ તે ખોટો છે તે હું સિધ્ધ કરી બતાવીશ."

"કેવી રીતે?"

"જુઓ, આ ખુનવાળા ઓરડામાંથી મળેલા ચશ્માનો નકશો છે. હાલમાં એ ચશ્મા સ્કોટલેંડ યાર્ડમાં છે. આ ચશ્મા મરનારના છે એમ મેકવેન માની બેઠો હતો. પણ ખરી વાત એ છે કે મરનારે કદિ ચશ્મા પહેર્યાજ ન્હોતા."

રોઝ થર થર ધ્રુજવા લાગી. તેનું માથું ચક્કર ચક્કર ભમવા લાગ્યું કેમકે વરડન ચશ્મા પહેરતો હતો તે તે જાણુતી હતી તેના ચહેરા પરથી બરટનની તીક્ષણ નજર સમજી ગઇ કે રોઝ ખુન વિષે વધારે જાણે છે.

"કલોડ વરડને ચશ્માં પહેર્યા ન્હોતા. મીસીસ હેરીક! મેં તેની લાશ જોઇ છે અને તેના નાકની દાંડી માપી જોતાં આ ચશ્માની

ફ્રેમ મોટી માલુમ પડી છે. ખુનવાળા ઓરડામાં વરડન સાથે બીજો માણસ હતો—બન્ને વચ્ચે મારામારી થઈ હતી—મારામારીમાં ખુનીના ચશ્મા નીકળી પડયા હતા અને તે ખુન કરીને તરત નાસી ગયો હતો.”

“તમારી ખાત્રી છે કે કલોડ વરડન ચશ્મા પહેરતો ન હતો ?” રોઝ ધ્રુજતા સ્વરે બોલી.

“હા મારી સંપૂર્ણ ખાત્રી છે. જુઓ, ખુન થયા પછી એક કલાકમાં પોલીસે મરનારની લાશનો આ ફોટો લીધો હતો. તેમાં તેનું નાક પાતળું જણાય છે—” આટલું કહી બરટને રોઝના હાથમાં એક નાનો ફોટો આપ્યો. તે જોતાંજ રોઝ હેબતાઈ ગઇ, તે ગભરાટથી ચીસ પાડી ઉઠી: “ઓ ખુદા ! આ વરડનનો ફોટો નથી.” હવે હું શું કરૂં ? હું જોન હેરીકની પત્ની નથી.” રોઝની આંખમાંથી આંસુની ધારા ચાલી.

“મીસીસ હેરીક ! આમ હિમ્મત હારી ના જાઓ. હું મી. હેરીકનો મિત્ર છું-હું તમને મદદ કરવા—તમને મુશ્કેલીમાંથી બહાર લાવવા આવ્યો છું. મારા પર વિશ્વાસ રાખો. આપણે બે સાથે મળીને બધાને પુગી વળી શકીશું.”

“નહિ. નહિ. તમે કંઇ કરી શકશો નહિ. હું જોનને પરણી છું ને હજુ મારો પહેલો ધણી જીવતો છે. કલોડ વરડનને હું પાંચ વરસ પહેલાં પરણી હતી. હું જોનને પરણી ત્યારે તેને મરી ગયલો ધારતી હતી. પણ હું તમારી પાસે શા માટે આવો એકરાર કરૂં છું ?”

“કારણ કે હું તમારો મિત્ર છું. જેનું ખુન થયલું ધારવામાં

આવે છે તે જીવતો છે એમ જાણીને મને નવાઈ લાગી છે, પણ ગભરાઓ નહિ. હજુ પણ તમને બચવાનો માર્ગ છે.

"શી રીતે? વરડન જીવતો છે એટલે હું જોનની બૈરી નથી. મી૦ બરટન! મને કહો તો ખરા હું કોની બૈરી છું?" રોઝ હજુ પણ રડતી હતી.

"ધારો કે તમે વરડનના પત્ની છો, પણ તેથી ગભરાવાનું કારણ નથી. તમારે માટે, હેરીકને માટે અને તમારી બહેનને ખાતર આ કેસ હું હાથમાં લઇશ અને તમે જોન સાથે પાછાં સુખી ન થઓ ત્યાં સુધી જંપીશ નહિ. તમે મેકવેનને કહ્યું હતું તેના કરતાં કંઈ વધારે જાણો છો?"

"હા. ખુનવાલી રાતે વરડનના ઓરડામાં હું ગઇ હતી."

"તમે તેને જીવતો છોડી આવ્યા હતા.?"

"હા. તેણે મને બળાત્કારે રોકવાની કોશેષ કરી હતી. પણ હું છટકી આવી હતી."

"તમે તેને હેટ પીન ભોંકી ન હતી?"

"પ્રભુ સાક્ષી છે કે હું નિર્દોષ છું."

"મને બધી વાત કહો."

"હું મી. હેરીકને પરણી તે પછી અમે ફ્રેકરટોન હનીમુન ગુજારવા જતા હતા હું સ્ટેશનપર જોનની રાહ જોતી ઉભી હતી. એવામાં વરડન અચાનક ફુટી નીકળ્યો. તેને હું પાંચ વરસથી મરી ગયલો

સમજતી હતી. જોનને મેં મારા આગલા લગ્નની વાત કરી ન્હોતી. તેથી વરડનને જોતાં હું ગભરાઇ ગઇ. તેણે ધીરજ આપી—મારા પરનો પોતાનો દાવો છોડી દેવાનું વચન આપ્યું—અમે વાત કરતા હતા એવામાં ટ્રેન ઉપડી ગઇ—જોન તેમાં બેસી ગયો અને વરડન મને પોતાને ઘેર લઇ ગયો ત્યાં જતાં તેની દયાનત બગડી અને હું નાસી ગઇ—"

"આ વાત તમારા પતિને તમે કહી હતી?"

"નહિ. જોનને દુ:ખી કરવાની મારી હિમ્મત ન ચાલી. પણ અફસોસ! હવે કોઇ બીજાએ તેને બધી વાત કહેવી પડશે. હું ઘર છોડી જઇશ."

"નહિ. નહિ. તમે શાંત થાઓ."

"શી રીતે શાંત થાઉં? વરડન જીવતો છે ને તે મારો પતિ થવાનો દાવો કરશે."

"વરડન તમારો વાળ પણ વાંકો કરી શકશે નહિ." બરટને દૃઢતાથી રોઝને ખાત્રી આપી "તેણે એક માણસનું ખુન કર્યું છે અને તે દુનીઆને બીજે નાકે ગયો હશે તો પણ હું તેને પકડી પાડીશ, મારા પર વિશ્વાસ રાખો. તમારી બધી ફીકર ભુલી જાઓ. તમે થોડાજ વખતમાં જોન હેરીકનાં પત્ની થશો."

---

# પ્રકરણ ૧૪ મું.

## આશાનાં કિરણો.

રોઝે બરટન તરફ વ્હાલ અને લાગણી ભરી નજર ફેંકી કહ્યું: "મી. બરટન! તમે મારા તરફ ઘણીજ લાગણી બતાવો છો અને તે માટે હું તમારી આભારી છું, પણ તમે ખરી પરિસ્થિતિ સમજતા નથી. હું જોન હેરીકની પત્ની ગણાઉં છું પણ ખરેખર તેની ઔરી નથી." આવો એકરાર કરતાં તે શરમાઈ. તેના જીગરમાં જાતજાતની વેદના અને મુઝવણ થતી હતી અને તે સાથે બરટનના કહેવાથી તેના હૃદયમાં આશા પણ ઉત્પન્ન થઇ હતી. "કલોડ વરડન મારો ધણી છે." રોઝે આગળ વાત ચલાવી: "અને જ્યાં સુધી તે જીવતો છે ત્યાં સુધી હું તેની પત્ની તરિકે રહેવાને બંધાયલી છું."

"પણ તે જીવતો રહેશે ત્યાં સુધીને?" બરટન બબડયો: "જો આરૂ નસિબ યારી આપશે તો તે વધુ જીવવાનો નથી. વધુવાર જીવતા રહેવાનો તેને હકજ શો છે? તે જે બીચારાનું ખુન કરીને નાસી ગયો છે તેના તરફ તેણે કંઇ દયા બતાવી છે? તમારા તરફ તમને છોડી દીધા પછી તેણે કંઇ દયા બતાવી છે? આવા કંગાળ માણસને જીવવાનો હકજ શો છે?"

"હું કલોડને પરણી ત્યારે તદન નાદાન હતી. હું તરતજ શાળા છોડી આવી હતી..." રોઝના ઓઠ બીડાઈ ગયા: "પણ આ

મારા ભૂતકાળનો વિચાર કરવાનો સમય નથી, મારે મારા પતિનો–મારા જોનના સુખનો વિચાર કરવાનો છે. તેને મારી જીવન કહાણી સાંભળીને વજ્રાઘાતથશે. હું તેને તાર કરીને બોલાવી મંગાવું?"

યુવાન બરટન પર કેટલો વિશ્વાસ મુકયો તેની સલાહને કેટલે અંશે સાચી માનવી તેનું રોઝને અત્યારે ભાન પણ ન હતું, સ્ટીલ બરટનની નિરાશા હવે દુર થઇ હતી. તે હંમેશનો આશાવાદી હતો. તેણે રોઝની નજીક પોતાની ખુરશી ખેંચી અને તેના વદન સામે નજર સ્થિર કરી બોલ્યો: "તમે મારી ખરી સલાહ માગો છોને? સાંભળો, મીસીસ હેરીક! મેં તમને થોડીવાર પહેલાં કહ્યું કે હું શિકારી કુતરાની પેઠે પેલા અજાણ્યા માણુસના ખુન માટે વરડનની પાછળ પડનાર છું, તમારી–અને સ્કોટલેંડ યાર્ડની મદદથી આપણે વરડનને પરહેજ કરીને તેને ગુનેહગાર ઠરાવી તેને સજા કરાવીશું, તેનો અર્થ શો થશે તે તમે જાણો છો."

"તે ફાંસીને લાકડે લટકશે." રોઝ તદન ધીમા અવાજે બોલી.

"બરાબર! ફાંસીની સજા પણ આવા બદમાસ માટે ઓછી છે." બરટને આ શબ્દો સાંભળીને રોઝ સંતોષ પામશે એવી આશા રાખી હતી પણ તેમાં તે નિરાશ થયો.

"મેં જોન અને મારી વચ્ચે કેવી સ્થિતિ ઉભી કરી છે તે તમે સમજતા નથી." તે શોકજનક સ્વરે બોલી: "જો મેં પ્રથમથી મારા સ્વાર્થનો વિચાર કર્યો ન હોત અને જોનને બધી વાત ખુલ્લા દીલે કહી દીધી હોત તો આવો પ્રસંગ આવત નહિ. હું અભા-

ગણીના કરમ કરતુકને લીધે જોનની કારકિર્દિ પાયમાલ થઇ જશે. તેના કીર્તિવંત નામને કલંક લાગશે અને તે મને કદિ માફ કરશે નહિ."

બરટન આ વખતે દિવાલ પર ટાંગેલા જોનના ખુબસુરત ચહેરાને ટીકી રહ્યો હતો.

"મીસીસ હેરીક! હું પુરૂષોના ચારિત્ર્યને સારી રીતે ઓળખું છું. જોન તમારી આવી ભૂલ માટે તમને દોષિત ગણે એવો જુવાન નથી. પોતાના જીવન ભરનું સુખ નષ્ટ થવાનો ભય હોય તો કોઈ પણ સ્ત્રી તમારી પેઠેજ વર્તે તે જોન સમજી શકશે અને તે તમને એવા પ્રબળ પ્રેમથી ચાહે છે કે તે આવી ભૂલપર ધ્યાન પણ આપવાનો નથી."

ખુરશીપર બેઠી બેઠી રોઝ ધ્રુજી: "તમે જોન જેવા પ્રેમીની મનોદશા સમજતા નથી. તે મને કદિ માફ કરશે નહિ. તમે કહો તો હું તેને તરત બોલાવી મંગાવું?"

બરટન રોઝની દુઃખદાયક મનોદશા સમજી ગયો. રોઝને હજુ પણ જોનના પ્રબળ પ્રેમપર વિશ્વાસ હતો અને તેટલા કારણસરજ તે જોનને પાછો બોલાવી તેની સમક્ષ પોતાની ભારી છાતી હલકી કરવા માગતી હતી.

"તમારા પતિને બધી વાત જણાવવી તો પડશેજ," બરટન શાંત સ્વરે બોલ્યો: "પણ તેમાં ઉતાવળ કરવાની કંઇ જરૂર નથી. હેરીક અગત્યના મીશન પર પરદેશ ગયો છે, ત્યાં તે જે કામ કરશે તેનાપર

તેના ભાવીનો આધાર છે, તમારો તાર મળતાંજ તે બધા કામ છોડી દઇને અહિં દોડી આવશે, નહિ, એમ કરવાની કંઇ જરૂર નથી."

"ત્યારે હું શું કરૂં? પત્ર લખું?"

"નહિ. તમારી હાલની મનોદશામાં તમે યોગ્ય પત્ર લખી શકશો નહિ, જોન પાછો આવે ત્યાં સુધી મૌન રહેવામાંજ સાર છે."

રોઝ તે સુંદર દિવાનખાનામાંના રાચરચીલા તરફ જોઇ રહી. બારી તરફ નજર કરી તેણે બગીચામાં એક દ્રષ્ટિ ફેંકી, આ સુંદર મહેલની તે સ્વામિનિ ગણાતી હતી. પણ કાયદાની નજરે તે અહિં એક તદન અજાણી સ્ત્રી હતી.

"મી. બરટન! હું જોનના આ ઘરમાં તેના પોતાના વૈભવવિલાસ ભોગવી, તેની પોતાની કમાણીની રોટી ખાઇને રહી શકીશ નહિ. હું આ ઘર છોડી જઇશ અને તેને ફરી કદિં પણ મળીશ નહિ."

"શાંત થાઓ." રોઝના ખભા પર હાથ મૂકી બરટન બોલ્યો "જે થયું તે ન થયું થનાર નથી. હમણાં આપણે તમારા પતિની કારકિર્દિનો વિચાર કરીએ છીએ. આખી દુનીઆ તેને ઓળખે છે. સમાજમાં તે માનવંત ગણાય છે. તેના ભાવી માટે અમીર ઉમરાવો પણ મોટી મોટી આશા બાંધી બેઠા છે. એક દિવસ તે આ દેશનો અગ્રગણ્ય નેતા થવાનો સંભવ છે. આવા સંજોગોમાં ઉતાવળીયું પગલું ભરીને તેની કારકિર્દિનો નાશ કરવામાં શાણપણ છે? કોઈ કોઇ વાર તમારી પેઠે કોઈ સ્ત્રી એવી જાળમાં ફસી

જાય છે કે જેમાંથી મુક્ત થવાનો કોઇ રસ્તો જણાતો નથી. પણ તમારે તમારા ભવિષ્યના સુખને માટે—તમારી નાની બહેનને ખાતર—અને જોનના આનંદને માટે હિમ્મત રાખવી જોઇએ."

"નહિ. નહિ. હું ફરીથી કદિ સુખી થવાની નથી." રોઝ બબડી.

"હું તમને વચન આપું છું કે તમે જરૂર સુખી થશો. જ્યારે વરડન પરહેજ થઇને ફાંસીને લાકડે લટકશે ત્યારે તમારી સઘળી મુશ્કેલીનો અંત આવી જશે. હેરીક તમને ચાહતો હતો તેથી તમને પરણ્યો હતો અને જોન હેરીક જેવો મરદ સામાન્ય રીતે—રમતને ખાતર પ્રેમમાં પડતો નથી."

"તેથી તો મારૂં જીગર વધારે વીંધાઇ જાય છે. જ્યારે તેને બધી ખબર પડશે. ત્યારે શું થશે તેનો હું ખ્યાલ પણ કરી શકતી નથી."

"મીસીસ હેરીક! જ્યારે તમારો કરૂણ એકરાર તે સાંભળશે ત્યારે તેને તમારી દયા આવશે અને તે તમને દિલાસો દેશે, એક મિત્ર તરિકે—શુભેચ્છક તરિકે મારી સલાહ માનો. આપણે આ મુશ્કેલીઓ ફનેહમંદીથી વટાવી દઇશું."

બરટનની આંખો રોઝની આંખો સાથે મળી, રોઝના ઓઠ ધ્રુજ્યા.

"તમારી મારા તરફની અનહદ લાગણી માટે હું તમારી અત્યંત આભારી છું. પણ તમે એક તદન અજાણ્યા ગૃહસ્થ હોવા છતાં મારે માટે આટલી બધી તકલીફ શા માટે ઉઠાવો છો?"

"કારણ કે હું તમને અને હેરીકને સુખી થયલાં જોવા માગું છું." બરટન રોઝને શાંતિ આપતો બોલ્યો: "તમે બન્ને એક બીજાને

સાચા પ્યારથી ચાહો છો. તમારા સુખમાં એક આડખીતી ઉભી થઇ છે તે દુર કરવાની જરૂર છે. વરડનને ફાંસીની સજા થશે એટલે તમારો રસ્તો સરલ થઇ જશે."

"હશે પણ તમે મારી સ્થિતિ જોતા નથી? હું જોનના ઘરમાં, જોનના પગાર ખાતા નોકર ચાકરો પર શી રીતે સરદારી બજાવી શકું? જો આ ઘરમાં હું ફરીથી ભોજન કરૂં તો મારા જેવી નાપાક બલા બીજી કઇ ગણાશે?"

"તમારો વિચાર જોનના ઘરમાં નજ રહેવાનો હોય તો ભલે; પણ—"

"પણ શું?"

"એ વાતની જોનને ખબર પડવી જોઇએ; જોન હાલમાં માદ્રીડમાં છે. તેને આ કેસના ભેદની કંઇ પણ ખબર પડવી ન જોઇએ, તમે ક્યાં જશો?"

"મારી બહેનનું શહેરમાં નાનું ઘર છે હું તેમાં તેની સાથે રહી શકીશ."

"વારૂ–તો પછી મારી સલાહ માનશો?"

"હા–બોલો, મી. બરટન!"

"તમારી બહેનને વિશ્વાસમાં લઇ તેને સઘળી વાતથી વાકેફ કરો."

"નહિ. નહિ. મારાથી એ બની શકશે નહિ. એડીથ હજી નાહાન છે."

"જરા સબુર કરો. વરડન સાથેના તમારા આગલા લગ્નની તેને ખબર છે?"

"નહિ. તે વખતે તે તદન નાહાન હતી અને હિંદમાં અમારા સગા સાથે રહેતી હતી. મારી માની આર્થિક વિટંબણાનો અંત લાવવા માટે મને વરડન સાથે ઉતાવળથી પરણાવવામાં આવી હતી. મી. વરડન શ્રીમંત હતા અને જો મારી મા મારો હાથ તેને સોંપે તો મારી માનું કરજ ચુકવી મારા નામ પર સારી રકમ વ્યાજે મુકવાનું તેણે વચન આપ્યું હતું. કમનસિબે તેણે આપેલા પૈસાની સારી વ્યવસ્થા થઇ ન હતી અને બધા પૈસા મારી માનું કરજ ચુકવવામાં ખલાસ થઇ ગયા હતા."

બરટન થોડીવાર વિચારમાં પડયો.

"જો વરડન તમને પોતાની પત્ની બનાવવા તે આટલો બધો આતુર હતો તો લગ્ન પછી તે તમને તરતજ શા માટે છોડી ગયો તે હું સમજી શકતો નથી."

"હું પણ તે સમજી શકતી નથી." રોઝે જવાબ વાળ્યો. "લગ્ન ક્રિયા પુરી થઈ કે તરત, અમે દેવળમાંથી બહાર નીકળી ગાડીમાં બેસતાં હતાં એવામાં વરડન પર એક તાર આવ્યો હતો. એ તાર કોનો હતો અને તેમાં શું લખ્યું હતું તે હું જાણુતી નથી. પણ ઘેર ગયા પછી દશજ મીનીટમાં હું કપડાં બદલતી હતી એવામાં તે

ગુમ થઇ ગયો. અને મારા જોન સાથેના લગ્નને દિને તે મને વિકટોરીઆ સ્ટેશનપર અચાનક મળી ગયો ત્યાં સુધી મેં તેનું મ્હોં પણ જોયું ન હતું."

"તમારા લગ્ન કયે દિને ક્યા દેવળમાં થયા હતા તે મને કહી શકશો ?"

"આજથી પાંચ વરસ પહેલાં બુધવાર તા. ૧૫ મી જુનને દિને હું વરડનને પરણી હતી."

બરટને મગજમાં આ તારીખ નોંધ લીધા.

"અને દેવળ ?"

"નોર્થ ફીન્શલીમાં સેંટ ગેબ્રીએલ ચર્ચ."

"વારૂ, હવે તમારી બ્હેનની વાત કરો. મીસ મેક્ષવેલને વહેલા મોડા બધી વાતની ખબર પડયા વિના રહેવાની નથી. તમે તેને કંઇ પણ ખુલાસો આપ્યા વિના આ ઘર છોડી જઇ શકશો નહિ. તમારા કોઇ નોકરને સ્પેનમાં જોનના ઠેકાણાની ખબર છે ?"

"નહિ જોનનું ઠેકાણું ફકત હુંજ જાણું છું."

"ઠીક ત્યારે એ ઠેકાણું કોઇને આપતા ના. તમે નોકરોને એમજ જાણવા દેજો કે તમે થોડા વખત માટે લંડનમાં રહેવા જાઓ છો. મીસ મેક્ષવેલને બધી વાત કહેવી પડશે અને તમારાં બ્હેન તમને આ આફતમાં ઘણાં કિંમતી થઇ પડશે."

"નહિ. નહિ મારાથી તેને એ વાત કહેવાશે નહિ."

"તો હું તેને બધી વાત કહું ?"

"તમારી મરજી પડે તેમ કરો." રોઝે બધો વિશ્વાસ બરટનપર મેલી દીધો.

"નકામી ચિંતા ન કરો સૌ સારા વાના થશે, આખો કેસ મારી આંગળીના ટેરવાપર છે અને થોડાજ દહાડામાં હું વરડનને કાયદાની ચુંગાલમાં ફસાવીશ."

"તો તો જોન પાછો આવે તે પહેલાં વાત જાહેર થઈ જશે."

"નહિ વરડન જે પણ બોલશે તે પોલિસ શિવાય કોઈ પણ જાણી શકશે નહિ. મારી જાણ પ્રમાણે હેરીક તા. ૨૩ મી એ પાછો આવવાનો છે—આજે સાતમી તારીખ છે. આપણી પાસે ઘણો વખત છે. પણ તે જેવો શહેરમાં પાછો આવે કે તમારે તેને મળવું પડશે."

"કયાં ? લંડનમાં ?"

"નહિ. અહિંયા તે પાછો ફરે ત્યારે તમારે અહિંજ તેનું સ્વાગત કરવું જોઈશે. તમે તા. ૨૨ મીએ અહિં આવી રહેજો અને મને લંડનમાંનું તમારૂં ઠેકાણું આપી રાખજો." બરટને કહ્યું.

રોઝે તરતજ તેને ઠેકાણું લખી આપ્યું.

"હવે તમે હિમ્મત રાખો. મારા જીવમાં જીવ છે ત્યાં સુધી કોઈ પણ તમારા સુખમાં નડતર નાખી શકશે નહિ." બરટને રોઝને વધુ હિમ્મત આપી.

# પ્રકરણ ૧૫ મું.

## પ્રેમાંકુર.

"તમે મારા વચનપર વિશ્વાસ રાખો. તમારા પતિ જેવા તેવા નથી, તેની શકિત તમને કટોકટ વખતે જણાશે. ચાલો, હવે હું રજા લઇ લઇશ. સુર્યાસ્ત થઇ ગયો છે-અંધારૂ થવા આવ્યું છે અને આ ગામથી હું અજાણ્યો છું તેથી જો તમારા બહેન મીસ મેક્ષવેલ સ્ટેશન સુધી મને રસ્તો બતાવવા આવશે તો હું તમારો આભારી થઈશ." બરટને એડીથને સાથે લેવાની વાત એવી સફાઇથી કરી કે રોઝને તે ગમી ગઇ. જોન સિવાય સ્ત્રીઓ તરફ આટલી મમતા બતાવનારો બીજો પુરૂષ બરટનજ હોય એમ રોઝને લાગ્યું. તે ફીકકું હસી.

"હા. એડીથ ખુશીથી તમારી સાથે આવશે." તેણે જવાબ વાળ્યો.

બન્ને દિવાનખાનામાંથી બહાર નીકળ્યા. રોઝની પાછળ પાછળ બરટન બગીચામાં ગયો. ત્યાં એડીથ ફુલો સાથે રમત કરતી ઉભી હતી. બરટન તેને વ્હાલની નજરે જોઇ રહ્યો. ચાર આંખો મળી. એડીથના ગાલપર રતાસ આવી-તેની આંખો જરા નીચી ઢળી અને પછી તેના ઓઠપર મધુરૂં સ્મિત ફરક્યું. બરટનને આ પળે પોતાનું જીવન ધન્ય લાગ્યું. તેના જીવનનો સુવર્ણયુગ શરૂ થતો હોય એવો તેને ભાસ થયો.

" એડીથ ડીઅર ! તું મી. બરટનને સ્ટેશન સુધી મૂકી આવશે ?"

" હા. ઘણીજ ખુશીથી." મધુરી એડીથે રૂપેરી ઘંટડી વગાડી: " હું હમણાંજ કોટ પહેરી આવું છું. કહી તે હરણીની પેઠે કોટ લેવા ઘરમાં દોડી ગઇ.

" મી. બારટન ! આજે તમે મને એવા મહાન આભાર નીચે મૂકો છો કે જેનો બદલો હું કદી વાળી શકીશ નહિ." રોઝ ધીમેથી બોલી.

" તમે એવું ના બોલો. એમાં આભાર જેવું કાંઇ નથી. સારૂં થયું કે હું તમને મળવા આવ્યો ને તમારી ચીંતા ઓછી કરી શક્યો. હવે આનંદી બનો-ગભરાવાની કંઇ જરૂર નથી-હિમ્મત રાખો હું તમારે માટે મારી સઘળી શકિત ખર્ચી નાખીશ. સાહેબજી !

રોઝે આભારની લાગણીથી તેની સાથે શેકહેંડ કરી અને એજ વખતે એડીથ કોટ પહેરી ત્યાં આવી પહોંચી.

" ચાલો મી. બરટન ! તમારી ટ્રેનને હજુ કેટલીવાર છે ? આપણે ટુંકે રસ્તે ત્રણ સાડા ત્રણ માઇલ જવાનું છે. ગુડ બાઈ રોઝ !" કહી એડીથ બરટનનો હાથ પકડી રસ્તે પડી.

બન્ને થોડીવાર ચુપચુપ ચાલ્યાં. એડીથનો નાજુક હાથ બરટનના હાથમાં હતો. તેની છાતી પ્રેમના પ્રથમ ઉચ્છવાસોથી ધડકતી હતી. પણ થોડીવારમાંજ તે પ્રેમાવેશને દાબી દઇ બોલ્યો: "મીસ મેક્ષવેલ ! ચમકતા ના. મારે તમારી બહેન વિષે તમને થોડીક વાત કરવી છે."

"શું ? રોઝ વિષે ? ત્યારે તમે આટલો વખત ડીટેક્ટીવ તરીકેજ વાત કરતા હતા ?" એડીથની આંખોમાંના ધિક્કારથી તેની ખુબસુરતી વધી ગઇ.

"મેં તમારા બ્હેનને જરાપણ સતાવ્યા નથી. ઉલટો હું તેમને મદદ કરવા તૈયાર છું મેકવેન અને ગ્લોવર વિષે રોઝે તમને જેટલી વાત કરી હોય તેના કરતાં આ કિસ્સાનો ભેદ ઉંડો છે."

"ખરેખર ?"

"હા."

"બોલો, જલદી બોલો. શું રોઝ ભયમાં છે ?"

"ભય તો છે. પણ હું નષ્ટ કરવા માગું છું. તમારી બ્હેન ખુનની રાતે વરડનને મળી હતી."

એડીથે ભવાં ચઢાવ્યાં.

"વરડન !" એ નામ મેં સાંભળેલું લાગે છે. જ્યારે હું તદ્દન નાદાન હતી ત્યારે મેં એ નામ ઘણીવાર સાંભળ્યું હતું. એમ મને લાગે છે, પણ એ વાતને હું ભ્રમણા સમજતી હતી. રોઝને તેની સાથે શો સબંધ હતો !" એડીથની આતૂરતા અને ફીકર વધવા લાગી. બરટન તેની છેક પાસે પાસે ચાલતો હતો.

"મીસ મેક્ષવેલ ! વિધાતાની ક્રૂર રમતનો ભોગ થયેલી એક ભલી સ્ત્રીની કરૂણ કથની ઘણી લાંબી છે. હું તમને હમણાં જે વાત કહેવા માગું છું તે સાંભળી તમે નકામા ગભરાતા નહિ, મને તમારી

મદદની ખાસ જરૂર છે તેથીજ હું તમને એ વાત કહું છું. અજબ જેવી વાત એ છે કે તમારી સાથે એ ચાર કલાક પહેલાંજ પીછાન થઇ છે; અને એટલામાં તો મારા જીવનના સૌથી બીકટ કાર્યમાં હું તમારી મદદ માગવા તૈયાર થયો છું." બરટને માનભર્યા અવાજે મૂળ વાતની પ્રસ્તાવના કરી.

"હું તમને શી રીતે મદદ કરી શકું?" એડીથે પૂછ્યું.

"તમારી બહેનની સામે જે આફત ઝઝુમી રહી છે તે દરમ્યાન તમારી બહેનની સાથે રહીને તમારે મને મદદ કરવાની છે. ગરીબ બાપડી રોઝ! તેને તમારી મીઠી દીલસોજીની અનિવાર્ય જરૂર છે." બરટને જવાબ વાળ્યો.

"પણ વાત શી છે? પ્રભુને ખાતર મને શંકામાં ના રાખો. હું રોઝને માટે મારો જાન પણ આપવાને તૈયાર છું." એડીથની કરૂણાજનક આંખોએ બરટનની છાતી વીંધી નાખી.

"તમારી બહેન મોટી આફતમાં છે." તેણે ધીમા સ્વરે ભેદ ફોડવા માંડયો: "વરડનનું ખુન થયું તે રાતની પહેલાં રોઝ તેને ઓળખતી હતી."

"શું? જોન સાથે રોઝ પ્રેમમાં હતી ત્યારે?"

"નહિ. વર્ષો પહેલાં કે જ્યારે રોઝ નાદાન છોકરી હતી. તમારી માની મરજીથી રોઝ વરડન સાથે પરણી હતી."

"અરે ખુદા! શું એ વાત ખરી છે?"

"હા-તદ્દન ખરી છે. વરડન રોઝને જે દીને પરણ્યો તેજ દીને તેને તજી ગયો હતો. બંન્ને કદિ પતિપત્નિ તરીકે સાથે રહ્યાં ન્હોતા. રોઝે આ લગ્નની બીના હેરીકને પણ કહી ન્હોતી. તમારી માતાના મરણ પછી એ લગ્નની વાત રોઝ સિવાય કોઇ જાણતું ન્હોતું."

"ગરીબ મારી રોઝ! શું તેને જોનનો પ્રેમ ખોહી દેવાની બીક લાગી હશે કે તેણે તેનાથી આ વાત છુપી રાખી?"

"હા એજ કારણસર તે મૌન રહી હતી. પ્રેમઘેલી રમણીઓ હંમેશા એમજ કરે છે. રોઝનો એમાં દોષ નથી, પણ તેની ભૂલનું પરિણામ ખરાબ આવવાનો હવે ભય છે. એ ભય દુર કરવાની આપણી ફરજ છે."

"આપણી ? તમે "આપણી" શબ્દપર શા માટે ભાર મેલો છો ?" એડીથની કુતુહલતા વધી.

"કારણ કે તમારી બહેનના ભાવી સુખનો આધાર તમારાપર ને મારાપર છે. વેસ્ટ મીન્સ્ટર ફ્લેટના ખુન સાથનો રોઝનો સંબંધ આકસ્મિક અને નિર્દોષ છે. પણ તેમાંથી ગંભીર પરિણામ આવવાનો સંભવ છે."

"તમે એમ કહેવા માંગો છો કે રોઝપર પોતાના ધણીનું ખુન કરવાનો પોલીશને શક છે?"

"મને એવો શક નથી. પણ પ્રથમ રોઝ પર શક ગયો હતો. હજુ પણ એક જણને તેનાપર શક છે. પણ તેની નિર્દોષતાનો પુરાવો

શોધી કાઢયો છે. મેં એવી શોધ કરી છે કે જેનું ખુન થયું છે તે વરડનજ નથી."

"ત્યારે તે કોણ હતો? અને રોઝને તેની સાથે શો સંબંધ હતો?"

"મીસ મેક્ષવેલ! તમારા પહેલા સવાલનો જવાબ આપવાને હજુ હું અશકત છું. મારી એવી માન્યતા છે કે વરડને એ અજાણ્યા માણસનું ખુન કર્યું હતું."

"ત્યારે વરડન જીવતો છે?"

"હા. તે નાસતો ફરે છે. તેથીજ તમારી બહેનની પરિસ્થિતિ હતભાગી બને છે. જ્યાં સુધી વરડન જીવતો છે, જ્યાં સુધી આ કેસનો નિર્ણય થયો નથી ત્યાં સુધી રોઝ તેની કાયદાસર પત્નિ છે."

"ગરીબ મારી રોઝ! આ વાત સાંભળતાંજ તે દીવાની થઇ જશે. વળી જોનપર પણ વજ્રાઘાત થશે."

"હું બંન્ને માટે ઘણોજ દીલગીર છું અને તેથીજ તમારી મદદ માગું છું."

"શું તમે મારી રોઝને બચાવી શકશો?"

"હા. પોલીસ એમ માને છે કે વરડનનું ખુન થયું છે પણ હું પુરવાર કરી આપીશ કે વરડન ખુન કરી નાસી ગયો છે. વરડનને ફેંટ પકડીને પરહેજ કરવાની મારામાં તાકાત છે. તે પકડાયો કે તરત ખુનના વાંક માટે ફાંસીએ લટકશે."

"અને રોઝ તેના પંઝામાંથી મુકત થશે ?"

"હા."

"જોન બધું જાણશે ત્યારે તે રોઝની દયા ખાશે."

"જરૂર."

"રોઝે બધો એકરાર જોન પાસે કરી દેવો ?"

"હમણાં નહિ. જોન સ્પેનમાં કમીશનમાં સરકારની સેવા બજાવવા ગયો છે તેના કામમાં ખલલ કરવાની જરૂર નથી. તે પાછો ફરે તે પહેલાં હું વરડનને વગર ભાડાની કોટડીમાં પુરવા માંગુ છું.

એડીથના જીગરમાં આશાના કિરણો પ્રગટવા લાગ્યાં.

"ત્યારે તે કયાં છે તે તમે જાણો છો ?"

બરટનના ઓઠપર સ્મિત ફરકયું: "હમણાં તો મને જરા પણ ખ્યાલ નથી, પણ મારી એક ચાવી છે જેથી હું તેને શોધી કાઢીશ."

"પછી ?"

"પછી મી. હેરીકને બધી વાત કહી દેવી. જ્યારે વરડનને ફાંસીની સજા થશે ત્યારે હેરીક કાયદાને ખાતર ફરીથી રોઝ સાથે લગ્ન કરશે અને બંને એક બીજાના પ્રેમમાં સુખી થશે."

"ઓહ ! મી. બરટન ! જો એમ થાય તો અમે તમારો આભાર કદિ ભુલીશું નહિ. હું તમારી જીવન પર્યંત ઋણિ થઇ રહીશ."

"મને આજ બપોર સુધી તમારી બહેનના સુખની ઝાઝી દરકાર ન હતી." બરટન એડીથની નજરમાં નજર મીલાવી ધીમા પણ જરા કંપતા અવાજે બોલી: "દિલાસા અને મદદની રોઝને જરૂર હતી

કે જે તેને કોઇપણ આપી શકત. મારે મન તે એ જગતની સામાન્ય સ્ત્રી હતી. પણ હું તેને ત્યાંથી વિદાય થયો ત્યારે તેને સુખી કરવાની મેં દ્રઢ પ્રતિજ્ઞા લીધી હતી..."

"તમે આટલા બધા શાથી ફેરવાઇ ગયા ?"

"તમારાથી." બરટનથી બોલાઇ ગયું. એડીથ શરમથી નીચું જોઇ રહી: "મેં તમને જોયા ત્યારથીજ મને લાગ્યું કે તમારા બ્હેનને સુખી કરવા માટે હું આભ અવનિ એક કરી નાખુ તો પણ કંઇજ નથી. મારો વિચાર જરા સ્વાર્થી છે તે હું કબુલ કરૂં છું. હું તમારી બહેનને આફતમાંથી મુકત કરી તમને સંતોષ આપવા ચાહું છું."

"રોઝનું સુખ તે મારૂંજ સુખ છે."

"તો મીસ મેક્ષવેલ ! તમે મને સુખી કરવાની તક આપશો ?"

"રોઝને તમે સુખી કરશો તો હું તમારી અહર્નિશ આભારી થઇ રહીશ."

"બસ ! એ ઇનામ મેળવવા માટે હું સાત સાગર પાર કરવાને તૈયાર છું." સ્ટેશન નજીક આવી પૂગ્યું હતું. બરટને એડીથનો હાથ વ્હાલથી પોતાના હાથમાં લીધો હતો અને બંન્નેની છાતી ધડકતી હતી.

"ત્યારે મીસ મેક્ષવેલ ! જ્યારે મારી ફરજ પૂરી થાય ત્યારે હું મારૂં ઇનામ લેવા આવું ?"

"હા—" એડીથ ધીમેથી બોલી અને બરટન તેના કોમલ હાથપર ચુમી લઇ વિદાય થઇ ગયો.

# પ્રકરણુ ૧૬ મું.

## બે ડિટેકટીવો.

સ્ટીલ બરટન લંડન પાછો ફર્યો ત્યારે તદન નવોજ માણસ થઇ ગયો. તે રોઝને મળવા ગયો ત્યારે તે પોતાના મિત્ર મેકવેનને સહાય કરવાના ઇરાદાથી ગયો હતો. તે પાછો ફર્યો ત્યારે એડીથની જાદુભરી મોહકતાને લીધે રોઝનો વફાદાર મિત્ર થઇ ગયો હતો. તેણે રોઝની નિર્દોષતા સિદ્ધ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી અને તેથી તેને મેકવેન સાથે ટંટો થશે તે ચોક્કસ હતું. એક દિવસમાં બરટન એટલો બધો બદલાઇ ગયો હતો કે તેનો ચહેરો જોઇને તેનો જુનો નોકર વીકટર અજબ થયો.

“ તમને ગામડાની હવા ઘણીજ માફક આવે છે સાહેબ! એક દિવસમાં તમે લાલ લાલ થઇ ગયા તો થોડા દહાડા રહો તો કેવા થાઓ? મને પણ તમને જોઇને ગામ જવાનું મન થઇ જાયછે...”

“તારી મરજી હોય તો મહિના પછી ગામ જઇ આવજે. મેકવેનને ટેલીફોન કરીને કહે કે જેમ બને તેમ જલદીથી મને મળી જાય.

“લે, આ સોવરેન લે ને મઝા કર—” કહી બરટને વીકટર તરફ એક ગીની ફેંકી. તેનો સ્વભાવ ઉદાર હતો તે વિકટર જાણતો હતો. પણ આવો આવેશ? પ્રફુલ્લતા?.....વીકટર મુંછમાં હસતો હસતો બરટનના ઓરડાના દ્વાર બંધ કરી વિદાય થયો.

"આહ! એડીથ! તને બ્રહ્માએ ફુરસદની વખતેજ ઘડી હશે! શું સૌંદર્ય? કેવી મોહકતા? કેવી દૈવી નિર્દોષતા? આહ! એ રમણિય રમાને જોયા પછી મારૂં જીવનજ બદલાઇ ગયું છે......" બરટન એકલો પડી બબડવા લાગ્યો. તેની નજર સામે યુવાન, મુગ્ધ એડીથની મૂર્તિ તરવરી રહી હતીઃ "આહ! એ મારી નજર સામેથી ખસતીજ નથી. તેને મારી બનાવવાને મારૂં જીગર તલસી રહ્યું છે. મેં એને શું પૂછ્યું હતું? 'હું તારા વિશ્વાસને પાત્ર થાઉં પછી તારી પાસે આવું?' મારા આ સવાલના જવાબમાં તેણે હસીને શરમથી હા પાડી હતી. હું પણ કેવો મુર્ખો? રોઝને હું નિર્દોષ પૂરવાર કરૂં તો તું મારી પત્ની થશે? આ સવાલ મેં તેને શા માટે ન પૂછ્યો? આહ! એડીથ! એડીથ! તેં મને પાગલ કરી મૂક્યો છે...હવે મને જોન–ગરીબ બાપડા જોનની સ્થિતિ સમજાય છે. તે પોતાની પત્નીની કરૂણ કથા સાંભળતાં નિરાશ થઇ જશે. રોઝ તેની વૈરી છે? હા અને ના! તે રોઝને કુંવારી કન્યા સમજી પરણ્યો. પણ તે તે સમયે બીજાનીજ પત્ની હતી. બેઉ બહેનો આરસપહાણની પૂતળી જેવી છે. હવે એ બેમાંથી કઇ વધારે મોહક છે તે હું નક્કી કરી શકતો નથી......આહ! હજુ કમબખ્ત મેકવેન કેમ ન આવ્યો?" પ્રેમીઓ હંમેશ અધીરા હોય છે. બરટન અગાઉ કદિ પ્રેમમાં પડ્યો ન્હોતો. એડીથે પહેલીવાર તેના યુવાન મગજને ચકરાવી નાખ્યું હતું અને એડીથને ખાતર તે પોતાના જાનો જીગર દોસ્ત મેકવેનનો કટ્ટો વિરોધી થવાનો હતો.

થોડીવારમાં સ્કોટલેંડ યાર્ડનો અભિમાની ડિટેકટીવ મેકવેન બરટનના રૂમમાં દાખલ થયો. અને પોતાની હૅટ ટેબલ પર પછાડી એક ખુરશી પર બેસી બોલ્યો: "વેલ, શી ખબર છે?"

"પહેલા સીગરેટ પીને જરા ઠંડો તો થા-" કહી બરટનને સીગરેટ સળગાવી અને મેકવેનને સીગરેટની ડબી આપી.

"મી. બરટન!..." મેકવેન સીગરેટનો ધુંવો કાઢતો બોલ્યો: "હું તારાથી ધરાઇ ગયો છું. મિત્રને મદદ કરવાની તારી રીત બહુ સારી જણાય છે! આટલા દિવસ વહીગ યા છતાં તેં કંઈ ઉકાળ્યું નહિ?"

બરટન ખંધું હસ્યો.

"ધીરો પડ ચાર્લ્સ! સાંભળ, મેં એવી શોધ કરી છે કે જે જાણી તને વજ્રાઘાત થશે, મેં આ કેસ હાથમાં લીધો ત્યારે મને કંઇજ ખબર ન્હોતી. હવે? હવે હું શું જોઉં છું?"

"તારે જોવું હોય તે જોયા કર; પણ જ્યાં સુધી હું મીસીસ હેરીકને પરહેજ કરૂં નહીં ત્યાં સુધી મને ચેન પડવાનું નથી."

"ચાર્લ્સ મેકવેન! તું સ્ત્રીઓને ઓળખે છે?"

"સ્ત્રીઓને હું નહિ ઓળખું? અરે! એ બલાઓને હું રગેરગ ઓળખું છું. એક જણી મને બનાવવા આવી હતી. પણ મેં તેને દાદ ન આપી એ ખુબસુરત હતી એટલે તેને ગુસ્સે કરવાનું મારૂં દીલ ન ચાલ્યું. પણ એ વાત જવા દે, તું શું કરી આવ્યો?"

"મેં કંઇ એવું શોધી કાઢયું છે કે જે તને કિંમતી થઇ પડશે અને તારી ઘણી મહેનત બચી જશે."

"તે શું ?"

"તેં ભળતાજ ઘોડાપર બેટીંગ કરી છે."

"બરટન ! મારી પસંદગી મીસીસ હેરીક પર છે અને હંમેશ હું તેનીજ પાછળ ખાઇ પીને મંડી રહીશ."

"જો સાંભળ ! તું ધારે છે તે રીતે મીસીસ હેરીક આ કેસમાં સંડોવાયલી નથી. તારી મરજી પડે તેમ ચક્રાવો દોર. પણ મીસીસ હેરીક બહારની બહાર રહેશે."

"તને એમ લાગતું હશે !" સ્પષ્ટ અભાવ બતાવતો મેકવેન બોલ્યો: "તેણે નાજ નખરાં કરી તને પાણી પાણી કરી નાખ્યો હશે એટલે તું ગધેડો બની આવ્યો ! બરટન ! હું તને આટલો નરમ ઘેંસ જેવો ન્હોતો ધારતો. સારૂં થયું કે હું તારા પર આધાર રાખી બેસી ન રહ્યો... .."

બરટન હસ્યો: "તું હજુ ખાત્રીથી માને છે કે રોઝે વરડનનું ખુન કર્યું હતું ?"

"હા. દરરોજ તે વિષે મારી વધુ ખાત્રી થતી જાય છે. મારી વાત સાંભળ ને પછી સાંકળની કડીઓ મેળવી જો. વરડન અને મીસીસ હેરીક વચ્ચે કોઇ જાતનો ભેદી સંબંધ હતો. કદાચ વરડન રોઝનો કોઇ ગંભીર ભેદ જાણતો હશે અને તે જાહેર કરવાની તેણે

ધમકી આપી હશે. રોઝ તરતની પરણેલી હતી–તેના ધણી પાસે પુષ્કળ પૈસા હતા. એટલે તેણે વરડનનું મ્હોં હંમેશને માટે બંધ કરવાનો રસ્તો લીધો. હવે સમજ પડી? હું થોડાજ સમયમાં એ ખુબસુરત બલાના હાથમાં હાથકડી નાખીશ."

બરટનના હોઠ પર ફરીથી સ્મિત ફરક્યું અને તે સ્થિર, ભેદક નજરે મેકવેનને જોઇ રહયો: "હવે તારે કંઈ કહેવાનું બાકી છે?"

"નહિ. બોલ, હવે તું શું કહેવા માગે છે?"

"સાંભળ–મીસીસ હેરીકે વરડનનું ખુન કર્યું નથી."

"ખોટી વાત."

"નહિ. સાચી વાત."

"તું સાબીત કરી શકશે?"

"હા."

"શી રીતે?"

"કલોડ વરડન હજુ જીવતો છે... .."

"તું ગાંડો થયો છે? તેને તો કયારનો દફનાવી દેવામાં આવ્યો અને અત્યારે તો તેની લાશ માટી સાથે માટી થઇ ગઇ હશે!" મેકવેન હસીને બોલ્યો.

"હું કહુ છું કે વરડન જીવતો છે. પણ થોડા વખતમાંજ તે મોતને હવાલે થશે." બરટને દઢ સ્વરે કહ્યું.

"તું શું કહેવા માગે છે?" મેકવેન મુઝાયો.

"જેનું ખૂન થયું હતું તે કોઇ બીજોજ માણુસ હતો. તે કોણુ હતો તેની મને ખબર નથી. તેં વરડન જીવતો હતો તે વખતનો તેનો ફોટો જોયો છે?"

"નહિં. તેં જોયો છે?"

"હા. આજે બપોરેજ મેં તેનો ફોટો જોયો—"

"હશે, પણુ ખુનની રાતે તે તેના ઓરડામાં હતો."

"ખરી વાત; પણુ તેનું ખુન થયું ન્હોતું."

"ત્યારે કોનું ખુન થયું?"

"બીજાનું. તે કોણુ હતો તે હજુ શોધી કાઢવાનું છે."

"આ પરીઓની વાત તું કયાંથી લઇ આવ્યો?"

"દોસ્ત! મારી વાત બ્રહ્મવાકય જેવી સત્ય છે. મેં થોડા વખતમાં વરડનનો ઘણો ઇતિહાસ મેળવ્યો છે. પહેલી વાત એ છે કે વરડન વર્ષોથી ચશ્મા પહેરતો હતો અને ચશ્મા વિના તેને કંઈ દેખાતું ન હતું. હવે મરનાર ચશ્મા પહેરતો હતો કે નહિ તે જાણુવા માટે તેં તેના નાકની દાંડી તપાસી ન્હોતી–"

"શું મારી ભુલ થઈ હતી?" મેકવેનનો અવાજ ઘોઘરો થયો.

"હા. ઘણીજ મોટી ભુલ. તને યાદ છે કે ખુનવાળા ઓરડામાંથી ભાગેલા ચશ્માની જોડ મળી હતી?"

"હા."

"પણ તે મરનારના નાકપર બેસતા ન્હોતા."

"એમ ?"

"હા. એ ચશ્મા મરનારના નાક કરતાં ઘણા મોટા હતા."

"કદાચ એ ચશ્મા રોઝના હશે."

"તેણે જીંદગીમાં કદિ ચશ્મા પહેર્યાં ન્હોતા."

"કોઇ બીજાના ચશ્મા પડી ગયા હશે."

"નહિ. મારો મત એવો છે કે તે વરડનના હતા અને અત્યારે તે ચશ્મા વિના આંધળો ભીંત થઈ ફાંફાં મારતો હશે." બરટને કહ્યું. મેકવેને ઓઠ બીડયા.

"તું તો ગાંડો છે! મારી ભુલ થઇ છે એમ હું માનતો નથી. માર્સાસ હેરીકેજ ખુન કર્યું હતું અને હું તેની પાછળ પડવા માગું છું."

"જો ચાર્લ્સ! આ કેસમાં તારે આબરૂ મેળવવી હોય તો તારો ધખારો છોડી દે અને મારી સલાહનો લાભ લે–"

સ્કોટલેંડ યાર્ડના ડિટેકટીવને બરટનના આ તાણાથી લાગી આવ્યું. "તારી સલાહ મને કંઇ કામની નથી. કોઈ ત્રીજોજ માણસ આ નાટકમાં હતો તેની જરાપણ સાબીતી નથી. શા માટે ત્રીજા માણસે આ બે જણના રસ્તામાં આવવું જોઇએ ?"

"તે હું જાણતો નથી."

" ત્યારે મેં તને મુઝવ્યો છે."

" નહિ. એ ત્રીજા માણસનો વિચાર કરવાનો મને વખતજ મળ્યો નથી. જો તને મારી મફત સલાહ જોઇતી હોય તો આટલું યાદ રાખ એક પુરૂષનું ખુન થયું હતું. પણ તે વરડન ન્હોતો, વરડન તે વખતે ત્યાં હતો અને તેણે ખુન કર્યું હતું. વરડનને પકડી પાડ એટલે તને ગુનેહગાર મળી જશે."

" મીસીસ હેરીક ત્યાં હતી તેનો તું ઇનકાર કરે છે?"

" હું કશાનો ઇનકાર કરતો નથી."

"તારી પાસે રોઝના ડગલામાંથી ગુમ થયલા બટનનો પુરાવો નથી."

" મને તેની દરકાર નથી. મેં તને જે 'ટીપ' આપી છે તેથી તને લાભ થશે. પછી જેવી તારી મરજી."

" તારો મોટો આભાર ! પણ મને તારી ટીપની જરૂર નથી. મેં મારો રસ્તો નક્કી કર્યો છે અને તે મને મીસીસ હેરીક પાસે દોરી જાય છે."

" જોજે ! રસ્તે તું ભુલો પડશે."

"જોઇ લઇશું. હવે તું આ કેસ છોડી દે છે ને?"

" નહિ. હું વરડનની પાછળ પડું છું."

" તું તેને કદિ પકડી શકશે નહિ"

" એમ ! હું બીટ મારીને કહું છું કે હું વરડનને પકડીશ."

"જો બરટન ! આપણે ખુલ્લા દીલે વાત કરીએ." મેકવેન જરાવાર વિચાર કરી બોલ્યો "મરનાર વરડન ન્હોતો એવી તારી વાત કદાચ ખરી હશે. ભાગેલા ચશ્મા અગત્યની સાબીતી છે. પણ ઉતાવળ અને આવેશમાં અમે તે પર પૂરતું ધ્યાન આપ્યું નથી. છતાં મારો મત એવો છે કે જો ત્યાં ત્રીજાજ માણસનું ખુન થયું હોય તો તે મીસીસ હેરીકેજ કરેલું હોવું જોઇએ."

"તું મીસીસ હેરીકનેજ શા માટે ગુનેહગાર માની બેઠો છે?"

મેકવેનના ગાલપર લોહી ચઢી આવ્યું.

"તે હું તને કહેવા માગતો નથી. મારી વિચારસર જુદીજ જાતની છે. મારે તને કહેવાનું હતું તેટલું કહયું. હવે તારે જોઇએ તેમ કર."

"ત્યારે આ કેસમાં હવે આપણે સાથે નથી."

"નહિ. તું તારે રસ્તે ને હું મારે રસ્તે ! મેં તારી મદદ માગી પણ તેં "હીરો ઘોઘે જઇ આવ્યા" જેવું કર્યું. ફીકર નહિ. હું તને પૂરવાર કરી આપીશ કે તારા જેવા ખાનગી ડિટેકટીવ કરતાં મારા જેવા ધંધાદારી ડિટેકટીવોજ વધારે પ્રવીણ હોય છે."

"તું નકામું ગુમાન ન રાખ ચાર્લ્સ ! આ કેસમાં હુંજ તને હંફાવીશ."

"તું મને હંફાવશે ? મને-પચીસ વર્ષના અનુભવી ડીટેકટીવને તું આજકાલનો જુવાનીઓ હંફાવશે ?" નહિ. નહિ. હું મીસીસ હેરીકને પરહેજ કરી તારી નજર સામે તેને ફાંસોએ મોકલીશ.

" ઠીક છે. હવે સાંભળી લે ! મીસીસ હેરીકની નાહક સતામણી ના કરતો; નહિ તો હું તારો દુશ્મન થઇ જઇશ."

મેકવેન ખડખડ હસી પડ્યો.

" બીજું તેં રોઝના પતિ જોન હેરીકનો વિચાર કર્યો નથી."

મેકવેન હેરીકનું નામ સાંભળી ગંભીર થયો. પણ તે સહેજમાં નમે એવો ન્હોતો.

" જોન શું કરવાનો છે ? આવા કેસમાં પોલિસજ સત્તાશીલ ગણાય છે."

" પણ બચાવ પક્ષ તરફથી જોન હેરીક જેવો બેરીસ્ટર શું કહેશે તેનો પણ ખ્યાલ કરવાનોજ છે."

" ઠીક છે-પડશે તેવા દેવાશે સાહેબજી !" મેકવેન હેટ હાથમાં લઇ ઉભો થયો.

" સાહેબજી !" બરટને તેને શેકહેંડ કરતાં કહ્યું: " જો મારી મદદની જરૂર પડે તો મને ફોન કરજે."

મેકવેન કંઇપણ બોલ્યા વિના વિદાય થઇ ગયો. રસ્તે જતાં તે વિચાર કરવા લાગ્યો:

" દીકરા બરટન ! હું જેટલું જાણું છું તેટલું જો તું જાણતો હોત તો તું રોઝને નિર્દોષ સતી ન માની બેસત. અલબત વરડનને બદલે બીજાજ માણસનું ખુન થવાની અને પેલા ચશ્માવાળી તારી માન્યતા ઉપયોગી છે અને તેનો હું ઘટતો લાભ લઈ લઇશ."

રીજંટ સ્ટ્રીટમાં પોતાને ઘેર જઈ તેણે આ કેસનો આજ સુધીનો રિપોર્ટ લખવા માંડ્યો તેની ખાત્રી હતી કે રોઝ હેરીક તેની જાળમાં સપડાવાની અણી પર છે.

# પ્રકરણ ૧૭ મું.

## "ગધેડા!"

બીજે દિને મેકવેન જરા મોડો ઉઠયો. બિછાનાનો ત્યાગ કર્યા પછી તેણે હંમેશ કરતાં વધારે કાળજીથી દાઢી કરી અને સારામાં સારા વસ્ત્રો પહેરી તે ઓફીસમાં ગયો. સ્કોટલેંડ યાર્ડમાં મેકવેને આજે સૌથી સારો ડ્રેસ પહેર્યો હતો.

અગીઆરેક વાગ્યાને સુમારે તે ટેક્ષી ભાડે કરી મીસ એલીસ બ્રાઉનને ઘેર ગયો. એલીસ નરમ ઉશીકા પર માથું મૂકી એક સોફાપર પડી હતી. તેણે ઢીલો બ્લુ ગાઉન પહેર્યો હતો અને તે તેની ભુરી આંખના રંગ સાથે આબાદ મળતો આવતો હતો. મેકવેનને જોઇ તે ઉભી ન થઇ પણ સોફા પર બેઠાબેઠાજ તેણે ડિટેકટીવ તરફ પોતાનો નાજુક હાથ લંબાવ્યો તેના મ્હોમાં અરધી પીધેલી સીગરેટ પડી હતી. મેકવેન આવતાં તેણે પોતાના હાથમાંની નવલકથા ગાલીચા પર ફેંકી અને ડિટેકટીવને ખુરશી પર બેસવાની ઇસારત કરી.

"હું આમ પડી રહી છું તે માટે મને માફ કરજો." તે કંટાળેલા અવાજે બોલી: "મારી તબીઅત આજે સારી નથી. કંઇ ગમતું નથી. તમે તમારા કેસની વાત કરો એટલે મને કંઇક ગમ્મત પડે—"

મેકવેન આ શબ્દો સાંભળી મલકાઇ ગયો એલીસનું સુંદર શરીર રેશમના પાતળા ગાઉનમાંથી અસ્પષ્ટ દેખાતું હતું અને મેકવેન આ જોબનવતીને એકીટસે જોઇ રહ્યો.

"ગઈ વખતે હું તમને મળ્યો ત્યારે મેં તમને કંઈક નારાજ કર્યા હતા તે માટે હું ક્ષમા માગવા આવ્યો છું-" મેકવેન હસીને બોલ્યો: "તમારી સખીની વાત જાણવાને તમે આતુર હશો."

"આહ! ગરીબ મિસીસ હેરીક! એ કેસ મીસીસ હેરીક માટે કેવું રૂપ લેશે?"

મેકવેને એલીસની આંખમાં પ્રગટ સહાનુભુતિ જોઈ.

"જેવું હું ધારૂં તેવું-" મેકવેને જવાબ આપ્યો: "જુઓ, હું તમને હવે અજાણ્યા લેખતો નથી તેથી એક મિત્ર તરીકે ખાનગીમાં કહું છું કે મિસીસ હેરીકે આ કેસમાં જે ભાગ ભજવ્યો છે તે મને પસંદ નથી. તમે પણ જરા વધારે સાવચેત રહ્યાં હોત તો સારૂં થાત. હું તમને દોષ દેતો નથી. પોતાની સખીનો પક્ષ લેનાર અથવા તેને બચાવવાની કોશેષ કરનાર સ્ત્રીને હું દોષ દેતો નથી. પણ તમે પોતે પણ કબુલ કરશો કે મિસીસ હેરીકે કેટલાંક કામ ઘણાં અવિચારીપણે કર્યાં છે અને તેનું પરિણામ શું આવશે તે હું સમજી શકતો નથી."

એલીસની ભ્રકુટિ સંકોચાઈ અને તેની બ્લુ આંખોમાં આશ્ચર્યની છાયા આવી.

"તમે શું કહેવા માગો છો મી. મેકવેન? તમે સ્કોટલેંડ યાર્ડના પ્રતિનિધિઓ અજબ જેવી શોધક શક્તિ ધરાવો છો મને લાગે છે કે ઈશ્વર ડિટેકટીવના મગજમાં એક સામટા અરધો ડઝન મગજ ભરતો હશે. રોઝે શું કર્યું હતું! તમે શું શોધી કાઢ્યું છે તે તો મને કહો."

મેકવેનની ખાત્રી થઈ કે હવે એલીસ તેની વાતમાં અજબ રસ લેવા લાગી છે.

"મીસ બ્રાઉન !-" ડિટેક્ટીવ બોલ્યો: "પહેલી વાત તો એ છે કે તમે તમારી સખીની વાત છુપાવવા માટે ગમે તેટલી કોશેષ કરવા છતાં તે ખુનની રાતે મી. વરડનના ઓરડામાં ગઇ હતી અને ત્યાંથી તમારે ત્યાં આવી હતી એ વાત અમે શોધી કાઢી છે."

અત્યાર સુધી એલીસ સોફા પર આડી પડી હતી તે એકદમ બેઠી થઈ અજબ ચાલાકીથી તેણે પોતાના હાથપરથી ગાઉનનો છેડો ખસેડી નાખ્યો અને તેના ગોળ-ભરાઉ માંસલ હાથ જોઇને મેકવેનની આંખમાં કામની ખુમારી આવવા લાગી.

"તમને એ ખબર પડી ગઇ ?" તેની આંખમાં જરા ભયની લાગણી હતી: "શું તમે મને પણ મુશ્કેલીમાં નાખવા માગો છો ?"

મેકવેન હસ્યો: "જો આખા કેસનો આધાર તમારીજ જબાની પર હોત તો તમને સંડોવવાને બદલે આ કેસજ હું પડતો મેલત. મીસ બ્રાઉન ! હું તમને જરા પણ સતાવવા માગતો નથી. ઉલટું આજે હું તમને ચેતાવવા માટે અહિં આવ્યો છું. તમે જાણો છો કે એક બે વાત તમે એવી કહી છે કે જો હું તમને બચાવી નહિ લઉં તો તમે જરૂર આફતમાં ફસી પડો."

"એમ !-" એલીસ પહેલીવાર ખરેખરી ગભરાઇ.

"મારા સાથી હોલ્કરે શોધી કાઢ્યું છે કે મીસીસ હેરીક તમારે ત્યાં કયારે આવી તે વિષે તમે મને જે કહ્યું હતું તે સાચું ન્હોતું. પેલી હેટપીન વિષે પણ તમે અમારી આંખમાં ધુળ નાખી હતી. તમે સમજી સકશો કે એક વાર એક સ્ત્રીપર પોલિસને શક ગયા પછી અમે ભૂતની પેઠે તેની પાછળ લાગીએ છીએ."

એલીસનો ચહેરો ભયને લીધે સફેદ થઇ ગયો. તેની છાતી જોસથી ધબકવા લાગી. મેકવેનના દીલમાં આશાનાં કિરણ જનમ્યા કેટલીક સ્ત્રીઓ આભાર નીચે આવે છે ત્યારેજ પ્રેમમાં પડે છે તે મેકવેન જાણતો હતો

"તમે મારા પર વિશ્વાસ રાખો. હોલ્કર તમને હેરાન કરવા માગતો હતો. પણ મેં તેને દાબી દીધો છે. મારા જેવો અધિકારી આવી વખતે શું કરી શકે છે તેની એ સાબીતી છે."

એલીસે છુટકારાનો દમ લીધો અને ફરીથી તે સોફાપર પડી.

"આહ ! હું તમારી ઘણીજ આભારી છું." રૂપેરી ઘંટડી જેવા અવાજે તે બોલી. મેકવેનનું માથું ફરવા લાગ્યું. આખું વાતાવરણ જાદુઇ થઇ ગયું હતું.

"હું તમારે માટે ગમે તે કરવાને તૈયાર છું." મેકવેન એલીસની પાસે ખુરશી ખેંચી તેના ઉન્નત ઉરજ પર નયન ઠેરવી બોલ્યો : આજ સુધી કોઇ પણ સુંદરીને મેં મારા ભેદ કહ્યા નથી. આજે તમને પહેલીવાર આ ભેદી નાટકના પરદા પાછળ શું ખેલ ખેલાઇ રહ્યો છે તે હું કહેવા માગું છું."

"ડિટેક્ટીવો હંમેશ મને છક્ક કરી નાખે છે. જુઓ, હમણાંજ હું ડિટેક્ટીવ વારતા વાંચતી હતી. તમે ઘણાજ હુશિયાર છો!" એલીસ અર્ધ બીડેલા નયને બબડી.

"મેં શું શોધી કાઢ્યું હશે? કલ્પના કરો જોઉં–"

"તમેજ કહોને! મને તો કંઈ સમજ પડતી નથી."

"સાંભળો ત્યારે! જે માણસનું ખૂન થયું છે તે વરડન હતોજ નહિ."

"વરડન ન્હોતો?" એલીસ ચમકી: "ત્યારે શું મી. વરડન જીવતો છે?"

ડિટેક્ટીવ મેકવેનનું રૂંવું પણ ફરક્યું નહિ. તેની ગોળી આબાદ લાગી હતી.

"હા. વરડન હજુ જીવતો છે. પણ મીસ બ્રાઉન! તમે એ જાણીને આટલાં બધાં અજબ શા માટે થાઓ છો?"

એલીસ પાછી બેઠી થઇ અને તે ડિટેક્ટીવ તરફ અવિશ્વાસની નજરે જોઇ રહી: "કંઇ નહિ! તમારી વાતજ ભલભલાને અજબ કરનારી છે," એલીસે મેકવેનને છેતરવાની કોશેષ કરી પણ મેકવેન તેના માથાનો હતો.

"તમે જાણો છો કે મીસીસ હેરીક નાદાન છોકરી હતી ત્યારે ક્લૉડ વરડનને પરણી હતી. આ વાત તમે પ્રથમથી જાણતાં હતાં છતાં તમે તે જાણીજોઇને મારાથી છુપી રાખી હતી."

એલીસ સમજી કે તે જાળમાં સપડાઇ ગઇ આ માણસ વરડન અને રોઝનો આખો ઇતિહાસ જાણુતો હતો એમ તેને લાગ્યું. હવે તે પોતાનો બચાવ કરવા તૈયાર થઈ.

"હા. હું એ વાત જાણુતી હતી. પણુ તે તમને ઉપયોગી થઈ પડશે એમ મને લાગ્યું ન્હોતું." તે શાંત અદાથી બોલી.

હવે ડિટેકટીવને લાગ મળ્યો અને તેણે તેનો તરત લાભ લીધો. તે એલીસ તરફ તીક્ષણુ નજર કરી બોલી ઉઠયોઃ 'મીસ બ્રાઉન ! રોઝ હેરીક અને તેના જીવન સાથે તમને કંઇજ સંબંધ ન્હોતો તો પછી ખુનને બીજે દિને તમે ફોકસ્ટોનમાં વ્હાઇટ રોડ હોટલમાં જોન હેરીકને ટેલીફોનથી શા માટે કહ્યું હતું કે ટ્રેન ચૂકી ગયા પછી રોઝ તમારે ત્યાં આવી તેની વચ્ચે તે કયાં ગઇ હતી અને તેણે શું કર્યું હતું તે તેણે પોતાની પત્નીને પૂછી લેવું ?......"

"તમે મને ફસાવવા માગો છો ?" બહારથી પોતાનો ભય જરાપણુ બતાવ્યા વિના એલીસે ગુસ્સાભરી શાંતિથી પૂછ્યું. તેના દીલમાં આવેશની આગ લાગી હતી. પણુ તેના ચહેરા પર જરાપણુ પરિવર્તન થયું નહિ. મેકવેન પોતાની વિજયી પળમાં તે કઇ જાતની સ્ત્રીની સામે બેઠો હતો તે ભુલી ગયો.

"મારા સવાલનો જવાબ આપો." તેણે સત્તા બતાવી.

"હું દિલગીર છું કે તમે મારી ધારણાથી જુદીજ જાતના માણસ છો. મારા મિત્ર તરિકે મેં તમને આવકાર આપ્યો. પણુ નહિ. તમે લાગણીહીન અધિકારી છો....."

મેકવેવનનો આશાનો મિનારો તુટી પડવાની અણીપર આવ્યો. એલીસ તેની સામે ઉઘાડે માથે બેઠી હતી અને તેના જાદુઈ અવયવો મેકવેનની નજર સામે તરી રહ્યાં હતાં. અચાનક મેકવેન છેલ્લે પાટલે બેઠો: "જુઓ, હું પહેલીવાર અહિં આવ્યો ત્યારે તમારા માટે મને જરાપણ લાગણી ન્હોતી. શકમંદ માણસોની ટીપમાં આવતી સામાન્ય સ્ત્રી કરતાં તમે મારે મન જરાપણ વધારે ન હતાં. તમારા જવાબથી મને સંતોષ થયો ન્હોતો તેથી તમારી પાછળ જાસુસી કરવા માટે મેં મારા મદદનીશને મેલ્યો હતો."

"મારી હીલચાલ તપાસવા ?"

"હા. મારો મદદનીશ હોલ્કર પડછાયાની પેઠે તમારી પાછળ પડયો હતો. સેંટ લીઓનાર્ડસના જાહેર ટેલીફોન પર તમે ગયાં અને ત્યાંથી જોન હેરીકના કાનમાં ઝેર રેડયું તે હોલ્કર જાણતો હતો. તમે કોને ફોન કર્યો તેનો નંબર તે જાણી શકયો પણ કમનસિબે તમે શી વાતચીત કરી હતી તેની તેને ખબર પડી ન્હોતી. એ ત્રુટી મેં પુરી કરી. હું જાતે ફોકસ્ટોન ગયો અને બીજા પાસેથી વાત કઢાવવાની અમારી રીત પ્રમાણે તમે જોનને શું કહ્યું હતું તેની શબ્દે શબ્દ માહિતિ મેળવી."

"ખોટી વાત–" એલીસ મોત જેવી ફીક્કી પડી બબડી.

"નહિ. સાચી વાત. તમે પહેલા ફોકસ્ટોનના વ્હાઇટ રોક હોટલનો નંબર માગ્યો. નંબર મળતાં તમે જોનને ફોનપર બોલાવ્યો અને એક હિતચિંતક તરિકે રોઝ વિકટોરીઆ સ્ટેશન પર તેનાથી છુટી પડી

પછી તેણે શું કર્યું હતું તે તેને પૂછી જોવા માટે તમે જોનને વિનંતી કરી. ખરી વાત કે નહિ ?

કેટલીકવાર સુધી એલીસ ગુપચુપ બેસી રહી. તેની આંખો બંધ હતી. તેનો ચહેરો રૂની પૂણી જેવો સફેદ થઇ ગયો હતો. મેકવેનનને લાગ્યું કે તે બેભાન થઇ જશે. એલીસનું કરૂણ વદન જોઇ ડિટેક્ટીવ પીગળી ગયો. તે તેની છેક નજીક ગયો અને હિમ્મતથી તેણે પોતાના હાથમાં એલીસનો નાજુક હાથ લીધો. એલીસ ચૂપ બેસી રહી. તેના નાજુક હાથના સ્પર્શથી મેકવેનની નાડીમાંથી જોસબંધ લોહી વહેવા લાગ્યું.

"તમે ગભરાઓ ના-તમારો ભેદ મારા શિવાય કોઇ જાણવાનું નથી." તે તેને પટાવવા લાગ્યો: "તરતની પરણેલી નવોઢાના પતિના કાનમાં ઝેર રેડવામાં તમે મૂર્ખાઇ કરી હતી એટલું તો તમેય કબુલ કરશો."

એલીસે પોયણીના પાન જેવાં નયન ઉઘાડયાં: "શું કરવું તે મને સુઝતું નથી. મેં જોનને તેની પત્નિ સામે ઉશ્કેર્યો હતો એ વાતની તેને જાણ થશે તો મારી આબરૂની ધુળધાણી થઇ જશે."

"તેટલા માટેજ મેં તમને એ વાત કહી છે કે જેથી ફરીથી તમે એવી મૂર્ખાઇ નહિ કરો. વળી બધી હકીકત જાહેરમાં આવી જાય તો કેવા ભયંકર તર્કો થાય તે તમે જાણો છો ? હેરીકની સ્ત્રી તમારે ત્યાં આવી હતી. તેણે તમારાપર વિશ્વાસ મૂકી સઘળી વાત કરી. તેની કરૂણ કથાથી તમારૂં હૃદય પીગળી ગયું અને તમે તેના ગુન્હાનાં ચિન્હો નાબુદ કરવા માટે બનતું કર્યું. ખરૂંને ? '

"હવે એ વાત જવા દો. મને દુઃખ થાય છે. મેં બધું રોઝને ખાતર કર્યું હતું. પણ જ્યારે મને જણાયું કે તે જોનને પરણી ગઈ..." તે અટકી. મેકવેનના કાન ઉંચા થયા.

"ત્યારે તમને એકવાર જોનના પ્રેમની આશા હતી?"

"હા." દુઃખદ સ્વરે એલીસ બોલી: "હું જોન પાછળ પાગલ થઇ હતી. તે રોઝને પરણી ગયો તે જાણીને હું ઘણીજ ગુસ્સે થઇ હતી. ઓ પ્રભુ! કેવી વિચિત્રતા? આજે રોઝ જોનની સેક્રેટરી હતી અને કાલે તેની પત્ની થઇ ગઈ... .."

"અને હવે રોઝ કોની બૈરી છે તે કોઇ કહી શકશે?" મેકવેન હસ્યો.

"તમે કહો છો તેમ જો વરડન જીવતો હોય તો તે વરડનની સ્ત્રી છે."

"મારી તે વિષે ખાત્રી નથી. વરડને તેને તજી દીધી હતી એટલે કાયદાની નજરે રોઝ સ્વતંત્ર છે. તમે જાણો છો કે લગ્નને દિનેજ વરડન રોઝને તજી ગયો હતો!"

એલીસ થરથર ધ્રુજવા લાગી.

"રોઝ કલોડ વરડનને પરણી હતી તે તમને કોણે કહ્યું?"

"હમણાં તમે પોતેજ બોલ્યાં કે જો વરડન જીવતો હોય તો રોઝ વરડનની સ્ત્રી છે પણ તે પહેલાંથી મને એ વાતની ખબર હતી. બરટન ધારે છે તેટલો હું ઉલ્લુ નથી."

"બરટન કોણ ?"

"તે એક ખાનગી ડિટેકટીવ છે અને આ કેસમાં રસ લે છે. બરટનનું નામ સાંભળી તમે અજબ થાઓ છો ?"

"હા. હું હમણાંજ એક ડિટેકટીવ વારતા વાંચતી હતી તે બરટન નામના લેખકે લખેલી છે. આખી વારતા અજબ ચાતુર્યથી ભરપૂર છે. એજ બરટનની તમે વાત કરો છો ?"

"હા. તે ઘણો હુશીઆર છે પણ આ કેસમાં તેની ભાજી પાકવાની નથી. મીસીસ હેરીક જોન હેરીકની પત્ની થઇ તે પહેલાં પરણેલી હતી એ વાત ફક્ત હુંજ જાણું છું."

"મી. મેકવેન ! તમે એમ ધારો છો કે સ્ટીલ બરટન આ કેસમાં પ્રધાન ભાગ ભજવશે ?"

"નહિ. તે આવા કેસમાં નકામો છે. આ કેસની રૂપરેખા પણ તે દોરી શકતો નથી. પણ એક મુદ્દા પર તે ઘણો મક્કમ છે."

"શો ?"

"મીસીસ હેરીકને તે ખુની માનવાની સાફ ના પાડે છે."

"તેનામાં જરાપણ અક્કલ હોય એમ લાગતું નથી." એલીસ મેકવેનને સીગરેટ આપતી બોલી: "હવે હું તમારી સાથે ખુલ્લા દીલથી વાત કરીશ. કેમકે હું તમને મારા ખાસ મિત્ર માનું છું. રોઝ વરડનને પરણી હતી. તમારા મિત્ર બરટનને આ વાતની ખબર પડશે ત્યારે તે પણ આપણા મતને મળતો થશે. વરડન જેવા ક્રુર

અને લાગણી હીન પતિને દૂર કરી પોતાનો માર્ગ મોકળો કરવાને રોઝ તૈયાર થાય તે તદ્દન સંભવિત છે."

"હા. પણ બરટન કહે છે તે વાત જો ખરી હોય તો એ બિચારીનો હેતુ પાર ન પડયો......"

"કેમ ?"

"અંધાગ્રમાં તેણે ભૂલથી ભળતાજ માણસને મારી નાખ્યો. તેની સામે ભયંકર પુરાવા ભેગા થઇ ગયા છે. સાંભળો, હેરીક સાથે રોઝના લગ્ન થયા તેજ દિને તેને ખબર પડી કે તેનો પહેલો ધણી જીવતો છે અને લંડનમાં છે. કોઇપણ રીતે તેણે વરડનનું ઠેકાણું મેળવ્યું હશે. કદાચ વરડને છાપામાં રોઝના લગ્નની બીના વાંચીને તેને પોતાના રૂમ પર મળવા બોલાવી હશે. રોઝ તેને મળવા ગઇ અને તેથી તે સ્ટેશનપર જોનથી છુટી પડી ટ્રેન ચૂકી ગઇ......"

"હા. પછી ?" એલીસ ધ્રુજી.

"જ્યારે રોઝ વરડનના રૂમપર ગઇ ત્યારે ત્યાં અંધારૂં હતું. ઓરડામાં એક પુરૂષ હતો. કદાચ તે વરડન નહિ પણ હોય. રોઝ અચાનક છેલ્લે પાટલે બેઠી અને તેણે હેટપીન પેલા માણસને ભોંકી દીધી. આહ ! મને તો આખો કેસ દીવા જેવો સ્પષ્ટ દેખાય છે......"

"અને તે પછી–તે પછી તે પોતાનો ગુન્હો સંતાડવા મારે ત્યાં આવી ?" એલીસ બબડી.

"હા. "એલીબી"* પૂરવાર કરવાની આશાથી તે અહિં આવી." મેકવેન ગંભીર થયો: "અને હવે તમારી સ્થિતિ ભયંકર થાય છે. ગભરાઓ ના. હું હંમેશાં તમારે પડખે રહીશ અને તમારા અવિચારી કૃત્યના ખરાબ પરિણામમાંથી તમને બચાવી લઇશ. પણ પોલીસની આંખમાં ધુળ નાખવામાં તમે ગંભીર ખતા ખાધી હતી."

'હું શું કરૂં ?' એલીસ બોલી: રોઝ મારી સખી હતી. મેં તેની કહાણી સાચી માની. દરેક ચીજ તેની વિરૂદ્ધ જતી હતી. આવી વખતે હું મારી સખીને બચાવવા તૈયાર થઇ હતી. મી. મેકવેન ! તમે સત્તાશીલ અધિકારી છો–પોલિસમાં તમારી લાગવગ છે. તમે આ ગોઝારા કેસમાંથી મારૂં નામ દુર રાખી શકશો ?"

"હું તમને બચાવવા માટે ગમે તે કરીશ." મેકવેન આવેશમાં આવ્યો: "મીસ બ્રાઉન ! તમને જોયાં ત્યારથી હું ભાન ભુલી ગયો છું. તમે ઘણાંજ ખુબસુરત છો અને હું સૌન્દર્યનો આંધળો પૂજારી છું. જો હું તમને બચાવી લઉં તો તમે મારો વિચાર કરશો ?"

એલીસે શરમથી નેત્રો નીચાં ઢાળી દીધાં. થોડી પળ પછી તે બોલી: "આ આફત આવી ત્યારથી તમે મારા મિત્ર થયા છો. તમારો આભાર હું કદિ ભુલીશ નહિ. એકવાર હું જોન હેરીક પાછળ ઘેલી થઇ હતી. પણ હવે જોન પારકો થયો. મારે મન તે કોઇજ નથી. હવે હું સ્વતંત્ર છું. પણ જો આ કેસમાંથી તદન સલામત બચાવી લઉં તો તમે મારાં થશો ?" કહી મેકવેન ભાન ભુલ્યો અને તેણે જવાબની રાહ જોયા વિના એલીસને જોરથી બાથમાં લઇ તેના બિંબાધર પર ચુંબનોનો વરસાદ વરસાવવા માંડયો.

---

*"એલબી" એટલે ગુન્હો થયો તે સમયે ગુન્હાવાળી જગ્યાએ નહિ પણ પોતે બીજીજ જગ્યાએ હતી એવી સાબીતી આપવી તે.

"મી. મેકવેન !..." મેકવેનની બાથમાંથી છુટી થઇ એલીસ બોલી "શાંત થાઓ. હમણાં ભાન ભુલવાનો સમય નથી. આ કેસનો અંત કેમ આવશે ?"

'એકજ રીતે. મીસીસ હેરીકને ખુનના વાંક માટે અદાલતમાં ઉભી કરવી પડશે."

"અને તમે મને નિર્લેપ રાખી શકશો ?"

"હા. મોટા જોખમે તેમ થઇ શકશે."

"મારે માટે તમે તેવું જોખમ ખેડશો ?"

"હા. પણ હું વિચાર કરીને તમને છેવટનો જવાબ આપીશ. ઉતાવળથી બાજી બગડી જવાનો ભય છે. હું આવતે અઠવાડીએ તમને મળીશ અને તેટલામાં શું થાય છે તે પરથી આપણે આપણો પ્લાન નક્કી કરીશું. બરટને જે દિશા નક્કી કરી છે તેજ દિશાએ તે જશે તો મને મીસીસ હેરીકને પરહેજ કરવાની ફરજ પડશે.

એલીસના ઓઠ પર સ્મિત ફરકયું.

" જો તમને મારી જરાપણ કિંમત હોય તો શું કરવું તે મેં તમને કહી દીધું છે."

" હું તે કદિ ભુલીશ નહિ-વ્હાલી !" મેકવેન બોલ્યો અને એલીસને ચુંબન કરી તે વિદાય થયો. તેનાં પગલાંનો અવાજ બંધ થયા પછી એલીસ બબડી ! " ગધેડો ! પહેલા નંબરનો ગધેડો ! ઓ ખુદા ! મામલો આટલી હદે જશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો......"

# પ્રકરણ ૧૮ મું.

## વરડન પકડાયો.

સ્ટીલ બરટનની સલાહથી સાતેક દિવસથી રોઝ પોતાની બહેન એડીથ સાથે લંડનમાં બેઝવોટરમાંના ફ્લેટમાં રહેવા આવી હતી. ગામડાંના તેઓના ઘરના ઠેકાણાપરજ સઘળી ટપાલ આવતી અને ત્યાંથી સઘળાં પત્રો લંડન મોકલવાની પોસ્ટ ઓફીસ સાથે એડીથે ગોઠવણ કરી હતી. એડીથને માથે મોટી જવાબદારી આવી પડી હતી. દરરોજ સ્હવારે તે દુઃખી રોઝને જોતી અને અજબ સંજોગોનો ભોગ થઇ પડેલી પોતાની નિર્દોષ બહેનને દિલાસો આપતી. રોઝ દિવસે દિવસે નબળી થતી જતી હતી. તેના ગાલપરની ગુલાબી રતાશ ઉડી ગઇ હતી અને તેનો ચહેરો લોહી વિનાનો સફેદ થઈ ગયો હતો. તેની આંખો ચાલુ ચિંતા અને રૂદનથી ઉંડી ઉતરી ગઇ હતી. હજુએ બિચારીની આફત પૂરી થઈ ન્હોતી. હજુ તેના વ્હાલા પતિ જોન સમક્ષ તેને ભયંકર એકરાર કરવાનો હતો અને તે સમયે બન્ને પ્રેમીઓના જીગર પર વજ્રાઘાત થવાનો હતો. હજુ થોડો સમય દુનિયાની નજરે રોઝને હેરીકની પત્નીનું પાત્ર ભજવવાનું હતું. જોને તેને પોતાના સઘળા પત્રો ખોલવાની રજા આપી હતી અને જો કંઇ તાકીદનું કામ હોય તો તેના પર માદ્રીડ ખાતે તાર કરવાની સુચના કરી હતી.

આજે સઘળા પત્રો સાથે એક નનામો પત્ર આવ્યો. રોઝ તે વાંચતાંજ થથરી ગઈ. તેની આંખે અંધારા આવ્યા. એડીથ સમજી

ગઇ કે આ પત્ર કંઇ નવી આફત લાવ્યો છે. તેણે રોઝના હાથમાંથી કવર લઇ લીધું. કવર પર "જોન હેરીક એસ્કવાયર મેનર હાઉસ, લુફડ"નું ઠેકાણું હતું અને ટપાલીએ તે છેકીને લંડનનું શીરનામું લખ્યું હતું.

એડીથ આ પત્ર વાંચી અજબ થઇ. તે નીચે મુજબ હતો:

"હવે વખત આવી લાગ્યો છે કે જ્યારે મારાથી વધુવાર મૌન રહી શકાય તેમ નથી. હું જે ભયંકર વાત જાણું છું તેથી મારૂં જીગર મને ડંખે છે. કલોડ વરડનના ઓરડામાંથી જે માણસની લાશ મળી આવી હતી તેનું તમારી એ પત્ની ખુન કર્યું હતું. હું તમને મળીને સઘળો ખુલાસો કરૂં ત્યાં સુધી આ વાત કોઇને કહેતા નહિ."

આ પત્ર પર કોઇની સહી ન્હોતી તેમ તે કયાંથી આવ્યો હતો તેનું ઠેકાણું પણ ન્હોતું.

રોઝ આ પત્ર વાંચી અત્યંત ગભરાઇ ગઇ.

"ઓ રામ! મારૂં શું થશે? આનો અંત શો આવશે? મેં મુર્ખીએ જોનને પ્રથમથીજ મારી કરમકથા કહી દીધી હોત તો આ વખત ન આવત. હવે લોકો કહેશે કે મારા હાથ લોહીથી રંગાયલા છે–હું ખુની છું. પણ એ વાત સાચી નથી. પ્રભુ સાક્ષી છે કે હું નિર્દોષ છું. મારો જોન મારી વાત માનશે."

"જોન તું કહેશે તે બધું માનશે." તેના ગળાની આસપાસ હાથ નાખી એડીથ બોલી: "તારી સ્થિતિ કેવી હતી તે જોન જાણશે

ત્યારે તે તારી દયા ખાશે. આ કાગળની ચિંતા ન કર. કોઇ હીચકારાનું આ કામ છે; નહિ તો કાગળ લખનારે નીચે સહી કરી હોત. આવા નનામા કાગળનો કાંઇ અર્થજ નથી."

રોઝ આફતમાં એટલી બધી ગુંગળાઇ ગઇ હતી કે નાની બહેનના દિલાસાથી શાંત થઇ નહિ.

"આપણે આ કાગળ પોલીસને આપી દઇએ તો કેમ ? બહેતર છે કે હું હમણાંજ બધી વાત પોલિસને કહી દઉં. કદાચ એ લોકો જોન પાછો આવે તે પહેલાં મને ખુનના વાંક માટે પરહેજ કરે."

"નહિ. નહિ. એમ કરવાની કંઇ જરૂર નથી. આ કાગળ ઘણો ઉપયોગી છે, તે પરથી જણાય છે કે કોઈ પરદા પાછળથી તારી વિરૂદ્ધ કાવત્રું કરે છે. ચાલ, નાસ્તો કરી લે, તું ખાશે નહિ તો માંદી પડશે, હું આ કાગળ મી. બરટન પાસે લઇ જઈશ."

દશ વાગે એડીથે બરટનના બારણાની ઘંટડી વગાડી, તરતજ નોકર તેને દિવાનખાનામાં લઇ ગયો. બરટન ખુરશીપર બેસી અનેક કાગળો સાયંટીફીક યંત્રોથી તપાસતો હતો. એડીથને જોતાંજ તે ઉભો થઇ ગયો અને પોતાની યુવાન માશૂકને વ્હાલથી શેકહેંડ કરી તેણે તેને ખુરશી પર બેસાડી.

"કેમ ! તમારા બહેન મઝામાં છેને ?" બરટન મોજીલા સ્વરે બોલ્યો, એડીથે આવા રંગીલા સ્વભાવની આશા રાખી ન્હોતી રોઝના દુઃખે તે અધમુઇ થઇ ગઈ હતી. એટલે બરટનના સવાલનો જવાબ

બાઈ જઈ તેણે કહ્યું: "હું તમને એક વિચિત્ર કાગળ આપવા આવી છું. મેનરમાંથી આજે સવારે એક નનામો પત્ર મળ્યો છે તેમાં રોઝ પર તદન જુદો ક્રુર આક્ષેપ કરવામાં આવ્યો છે, લો–" કહી એડીથે પેલો કાગળ બરટનના હાથમાં મૂકયો.

"મીસ મેક્ષવેલ ! આ કાગળ ઘણોજ કિંમતી છે." કવર અને કાગળ સંભાળથી તપાસી તે યુવાન ડિટેકટીવ બોલ્યો: "મીસીસ હેરીક આ અક્ષર ઓળખે છે?"

"નહિ. તેણે કદિ આવા અક્ષર જોયા નથી."

"આ કાગળ ઓક્ષફર્ડથી પોષ્ટ થયો છે. યાં મીસીસ હેરીકના કોઈ મિત્રો યા ઓળખીતા છે?"

"નહિ. મી. હેરીક ઓક્ષફર્ડમાં ભણતા હતા એટલે તેમના મિત્રો ત્યાં હશે. પણ રોઝ તેમને ઓળખતી નથી. રોઝ જીંદગીમાં કદિ ઓક્ષફર્ડ ગઈ નથી."

"આ પત્રને મીસીસ હેરીક ગંભીર લેખે છે?"

"હારતો !"

"મી. હેરીક પર આ પત્ર લખાયો છે. હજુ રોઝ જોનના સઘળા પત્રો ખોલે છે?"

"હા. તમારા કહેવા પ્રમાણે જાણે કંઈજ ન બન્યું હોય તેમ તે વર્તે છે. અમે લંડન આવ્યા છીએ તેની જોનને ખબર આપવામાં આવી નથી."

"શાબાશ ! મેં જાણી જોઇને તમને શહેરમાં આવવાની સલાહ આપી છે. ગામડાંના બંગલામાં રોઝને હેરીક સાથેના હનીમુનની વારંવાર યાદ આવત અને હાલના સંજોગોમાં તેને તેથી વધારે દુઃખ થાત જ્યારે રોઝ ફરીથી પોતાના બંગલામાં જશે ત્યારે મિસીસ હેરીક તરિકેજ જશે. મેં તમને તે માટે વચન આપ્યું છે અને આજે ફરીથી રોઝને નિર્દોષ સિદ્ધ કરવાનું હું વચન આપું છું."

એડીથના દીલમાં નવી નવી આશા ઉત્પન્ન થઇ.

"મી. બરટન ! તમે જે જાણતા હો તે બધું મને કહી દો એમ તમને કહેવાની મને લાલચ થઇ આવે છે..." એડીથના વદનપર અજેય હાસ્ય ચમક્યું.

બરટન તેને વ્હાલથી જોઇ રહ્યો હતો. આ કેસ પાછળ તેણે રાત દિવસ જેહમત લીધી હતી પણ પોતાના સ્વપ્નાંની પરીને પોતાની નજર સામે બેઠેલી જોઇને તે સઘળો થાક ભૂલી ગયો.

"તમે તમારૂં વચન ભુલી ગયાં છો ?" જરા આવેશથી ધ્રુજતા અવાજે બરટને પૃછ્યું.

"હું કદિ મારૂં વચન તોડીશ નહિ.'

બરટનના વદનપર આનંદની ચમક આવી.

"ત્યારે સાંભળો. આ ભેદી કેસના સઘળા ભેદો ધીમે ધીમે સ્પષ્ટ થતા જાય છે. તમને હું જે કહું છું તે રોઝને ના કહેતા. હું તમને મળીને લંડન આવ્યો ત્યારે કલોડ વરડનને શોધી

કાઢવાનો મેં નિશ્ચય કર્યો હતો. આ પળે તે મારા પંઝામાં સપડાવાની અણીપર છે."

"પણ તમે તો અહિં–મારી પાસે છો." જાણે તેની વાત ન માની શકાતી હોય તેમ એડીથ ગણગણી.

"ખરૂં પણ મેં વરડનને એક પળ પણ નજરની બહાર જવા દીધો નથી. ચશ્માની ભાગેલી જોડ ઘણી કિંમતી થઇ પડશે એમ મેં તમારી બહેનને કહ્યું હતું અને મારી માન્યતા સાચી નીવડી છે. એ ભાગેલા ચશ્મા વરડનનાજ હતા અને થોડા સમયમાં હું તેને ગીરફતાર કરાવીશ."

"ખરેખર ?" એડીથ મલકાઇ.

"ખરેખર લંડનમાં આવતાંજ હારલી સ્ટ્રીટમાંના એક પ્રખ્યાત ચશ્માવાળાને મેં પેલા તુટેલા ચશ્મા બતાવ્યા. તેણે તે તપાસીને કહ્યું કે "આવા ચશ્મા લાખમાં એકજ માણસ પહેરે છે. એવા ચશ્મા જવલ્લેજ બનાવવામાં આવે છે એટલે તે કોણે બનાવ્યા હશે તે શોધી કાઢવામાં મુશ્કેલી નડશે નહિ." આ વાત સાંભળી હું ખુશાલીથી ગાંડો થઇ ગયો."

"પણ તેથી વરડન તમારા હાથમાં શી રીતે આવ્યો ?'

"સાંભળો તો ખરા. ચશ્માવાળાએ મને ખબર આપી કે ફ્રેમ પર અંગ્રેજ પેઢીનું નામ છે પણ આવા ચશ્મા ઇંગ્લંડમાં બનતા નથી. લડાઇ પહેલાં લીપઝીગમાં એક જરમન પેઢી આવા ચશ્મા

બનાવતી હતી. પણ તે પછી આપણા સાયંટીસ્ટો ઘણા આગળ વધ્યા છે અને હવે એક અંગ્રેજ પેઢી સઘળી જાતના ચશ્મા બનાવે છે."

"પણ ચશ્માની નવી જોડ માટે વરડન એ પેઢીમાં જશે ખરો ?"

"હા. તમને યાદ હશે કે તમારી બહેનનાં કહેવા મુજબ ચશ્મા વિના વરડનને કંઇ દેખાતું નથી તેની પાસે બીજી ચશ્માની જોડ હશે પણ તે પોતાનો ઓરડો ઉતાવળમાં છોડી ગયો હતો અને નાસી જતી વખતે પૈસા અને મરનારનાં કપડાં શિવાય કંઇ સાથે લઇ ગયો ન્હોતો. આથી તેને નવા ચશ્માની અનિવાર્ય જરૂર પડી હતી. થોડો વખત તો તે સંતાઇ રહ્યો પણ તે પછી તે સ્ત્રાન્ડમાં એક ચશ્માવાળાની દુકાને ગયો અને ત્યાં પોતાના નંબરના ચશ્મા બનાવી આપવા માટે તેણે ગમે તે કિમ્મત આપવાની ખુશી બતાવી......"

"તે તે દુકાને ચશ્મા લેવા ગયો હશે."

"હા. પણ તે વખતે ચશ્મા તૈયાર ન્હોતા. તે પછી હું તે દુકાનદારને મળ્યો અને તપાસ કરતાં તેણે આ ચશ્માનો ઓર્ડર આપનારનું જે વર્ણન કર્યું તે વરડનને મળતું આવે છે. હવે જો કંઇ અણધારી આફત ન આવે તો થોડા સમયમાં હું વરડનને પોલીસને હવાલે કરીશ."

"પછી ?"

"પછી તેની ખુનના આરોપ માટે તપાસ ચાલશે અને તેને સજા થશે. એટલે તમારી બ્હેન તેના પંઝામાંથી છુટી જશે."

"તમે જોનને ભુલી જાઓ છો. મી. બરટન! તમે ધારો છો કે તે રોઝને માફ કરશે?"

"હા. કોઇપણ પુરૂષનો સાચો પ્રેમ તેની પ્રીયતમાની અવિચારી ભુલથી નષ્ટ થતો નથી. રોઝે પોતાની ભુલનું પૂરતું પ્રાયશ્ચિત કર્યુ છે."

થોડીવાર એડીથ તેને ટીકી રહી. હવે તેની સઘળી આશા આ મોહક યુવાનમાં કેન્દ્રસ્થ થઇ હતી.

"આ નનામા કાગળનું તમે શું કરશો?"

"એ ઘણો કામનો છે. હમણાં એ મારી પાસે રહેવા દો."

આ સમય ટેલીફોનની ઘંટડી વાગી. બરટને રીસીવર હાથમાં લીધું. "હા. હું બરટન છું–હં–બરાબર-બાર-વાગે–વારૂ સાહેબજી!..."

"જો કાંઇ જાણવા જોગ હશે તો હું તમને ખબર આપીશ." રીસીવર છોડી દઇ બરટને એડીથને કહ્યું: "તે દરમ્યાન રોઝને વિશેષ હિંમત આપજો. હું તેને નિર્દોષ પુરવાર કરીશ ત્યારેજ જંપીશ."

"તમારો આભાર, મી. બરટન!"

એડીથ બરટનની રજા લઇ વિદાય થઇ. બરટન બારીમાંથી રસ્તાપરથી જતી એડીથને જોઇ રહયો: "આ સુંદરી એક દીવસ મારી પત્નિ થશે." તે બબડયો.

એડીથ અદ્રષ્ય થઇ.

"સ્કોટલંડ યાર્ડ પ્લીઝ! . ..." ફરીથી બરટન ફોનપર ગયો: "તમે યાર્ડમાંથી વાત કરો છો કે? મારે ડીટેકટીવ સારજંટ મેકવેનનું કામ છે.. કોણ મેકવેન કે? હા–હું સ્ટીલ બરટન છું...તું એકલોજ છે?"

"હા. તદન એકલો છું."

"ઠીક ત્યારે તું એકદમ મારી પાસે આવ."

"કયાં? તારે ત્યાં?"

"નહિ. ચેરીંગ ક્રોસ સ્ટેશનના નાકાપર સ્ત્રાન્ડમાં 'વીલીઅર્સ' સ્ત્રીટને નાકે બરાબર બારમાં વીશ કમે આવી પહોંચ. પણ તે પહેલાં સર એડવર્ડ પોનશનબીને મળી આવજે.

'ચીફને મળી આવું? કેમ?"

"મને પરહેજગારીનું વોરંટ જોઇએ છે."

"કોને માટે?

"ફ્લોઇડ વરડન માટે. બરાબર બાર વાગે તે સ્ત્રાન્ડમાંના એક દુકાને આવવાનો છે"

" તું ગાંડો થયો છે ?"

" હા. હું કલોકને પકડવાને ગાંડો થયો છું."

" તેની સામે પુરાવા શા છે ?" મેકવેને પુછ્યું."

બરટનને ગુસ્સો ઉપજ્યો.

" તું ચાંપલો ના થા. ચાર્લ્સ ! વરડન નિર્દોષ હોય તો તે ખુનવાળી રાતે નાસી શા માટે ગયો ?"

"તું જેને પકડવા માગે છે તે વરડનજ છે તેની શી ખાત્રી ?"

"મારી પાસે અતૂટ પૂરાવો છે."

"મને તો રોઝજ ખુની જણાય છે."

"તું રોઝનું નામજ ભૂલી જા."

'મને તારી વાત ગમતી નથી."

હવે બરટનની ધીરજ ખુટી.

"જો મેકવેન ! આપણી જુની દોસ્તીને લીધે આ ખુનીને પકડવાની હું તને તક આપું છું. તું કહેતો હતો કે જો આ ખુની પકડવામાં તું ફતેહમંદ થાય તો તને ડીવીઝનલ ઈન્સપેકટરની પદવી મળશે. હું તને એ તક આપું છું. તારી મરજીમાં આવે તેમ કર. જો તું ના પાડશે તો હું જાતે યાર્ડમાં આવીશ ને ચીફ કમીશનર પાસેથી વોરંટ લઇ જઇશ."

"જરા થોભ મને વિચાર કરવા દે."

"વિચાર કરવાનો વખતજ કયાં છે ? અગીઆર તો વાગી ગય વિલંબ કરશે તો પાંજરામાંથી પક્ષી ઉડી જશે અને બધી મ બરબાદ જશે. હું સીધો ટેક્ષીમાં નીકળું છું ને જો તું વખતસર આવી પુગ્યો તો હું યાર્ડમાં આવીશ ને તું વા ખાતો રહી —સમજયો ?'

"સમજયો પણ જો આ કેસની કીર્તિ તું મને આપવાનો તો પછી તારૂં શું ?"

"મારી ફીકર નહિ. હું રાજી ખુશીથી મારી શોધનો લાભ આપું છું. ચીફ સમક્ષ મેં તને કહેલી બધી હકીકત રજુ કરજે, : વોરંટ મેળવવામાં વાંધો નહિ આવે...ચાલ, સાહેબજી !"

ટેલીફોન છોડી બરટને હાથકડી અને રીવોલ્વર ગજવામાં ન અને તે ટેક્ષીમાં બેસી સ્ટ્રાન્ડ તરફ ઉપડી ગયો. મેકવેન તેની જોતો ઉભો હતો પણ તે ગભરાયલો લાગતો હતો.

"ગભરા ના." બરટને આનંદિત ચહેરે કહ્યું: "ખુન ગમે કર્યું હોય પણ વરડનને પકડયા વિના આપણો છુટકો નથી."

"પણ એ વરડનજ છે તેની સાબીતી ?"

"તેની સાબીતી એ કે દુકાનદારને મેં જે ફોટો બતાવ્યો તેજ માણસ તેને ચશ્મા બનાવવાનું સોંપી ગયો છે એમ તે કહે જો બારમાં ત્રણ કમ છે. આ સામી દુકાને વરડન આવવાનો છે.

બરટન વરડનને પકડવાને એટલો બધો આતુર થઇ ગયો હતો કે તે મેકવેનના ચહેરા પરની ચિંતા જોઇ શકયો નહિ. વરડનને બદલે ભળતાજ માણસને પરહેજ કરવાની શકયતાથી નહિ પણ કોઇ બીજાજ કારણુસર મેકવેન ભયગ્રસ્ત થયો હતો.

રસ્તામાંથી અનેક રાહદારીઓ પસાર થતા હતા. અંતે એક લાંબા માણુસને ફુટપાથ પરથી આવતો જોઇ બરટન સાવધાન થયો. તે ઘણીજ સંભાળથી ડગલા ભરતો ચશ્માની દુકાન તરફ જતો હતો. બરટન તરતજ પાછળથી તેની પાસે જઇ પુગ્યો અને તેના ખભા પર હાથ મૂકી બોલ્યો:

"તમારૂં નામ કલોડ વરડન છે?"

"હા." વરડને જવાબ આપ્યો.

મેકવેન હવે આગળ આવ્યો ને બોલ્યો:

"કલોડ વરડન! તા. ૧૫ મી જુનની રાતે એક નામ નહિ જણાયલા સખસનું ખુન કરવાના આરોપ માટે તમને પકડવાનું મારી પાસે વોરંટ છે અને હું તમને ચેતવણી આપું છું કે તમે જે કંઇ બોલશો તે લખી લેવામાં આવશે અને પાછળથી તમારી સામે પુરાવા તરિકે રજુ કરવામાં આવશે."

# પ્રકરણ ૧૯ મું.

## પ્રતિજ્ઞા.

વરડને પોતાની આસપાસ ત્વરિત નજર ફેરવી. તેની સામે ચશ્માવાળાની દુકાન હતી. તેની પાસે સ્કોટલેંડ યાર્ડનો ડિટેકટીવ હતો અને તેની પાછળ જુવાન બરટન ઉભો હતો. આ બે જણને થાપ આપીને નાસી જવાનું વરડન માટે અશકય હતું. વરડને ભયથી નિશ્વાસ નાખ્યો.

"મને ધાસ્તીજ હતી કે વહેલાં મોડા હું પકડાઇ જઇશ." તે ઓઠ કરડતો બબડયો: "મેં લંડનમાંથી નાસી જવાની ઘણી કોશેષ કરી પણ બધા સ્ટેશન પર પોલીસની નજર હતી. સારૂં થયું કે હુ પકડાઇ ગયો. હવે મારી ચિંતા દુર થઇ. હું તદ્દન નિર્દોષ છું"

મેક્વેને ભવાં ચઢાવ્યાં: "તમે જે બોલો છો તેની સંભાળ રાખો આ બધા શબ્દો તમારી સામે પુરાવા રૂપે રજુ થશે. મેં તમ. પ્રથમથીજ તે માટે ચેતવણી આપી છે."

સ્ટીલ બરટને આ સમયે એક ટેક્ષી બોલાવી તે કલોડ વરડન. ચહેરાનું બારિકીથી નિરીક્ષણ કરી રહયો હતો. કલોડના ચહેરા પ અજાયબી, ભય, ચિંતા અને છુટકારાની મિશ્રીત લાગણી છવાઈ હત

"હું નિર્દોષ છું-તદન નિર્દોષ છું,' વરડન પાછો બબડ્ ' મારી સામે પ્રબળ પુરાવા દેખાતા હશે. પણ મેં કોઇનું ખુન ક: નથી. મારી જીંદગીમાં મેં કદિ લોહી રેડયું નથી.'

મેકવેને ટુંકાક્ષરી લીપિમાં આ બધું ટપકાવી લઈ સ્ટીલ બરટનને પુછ્યું: "એના ચશ્માનું શું કરવું છે?"

"એને ચશ્મા લઈ લેવા દો અને ચશ્માવાળાને કહો કે તેને સાક્ષી તરિકે રજુ થવું પડશે. વરડન ચશ્મા વિના દેખી શકતો નથી."

થોડી મિનિટમાં બધો તમાશો પુરો થયો. વરડને ચશ્માવાળાને ત્યાંથી ચશ્મા લીધા. લોકોનું જરા પણ ધ્યાન ખેંચ્યા વિના મેકવેન અને બરટને તેને ગીરફતાર કર્યો હતો. પોલિસ સ્ટેશન પર જઇ વરડન પર ખુનનો આરોપ મેલવામાં આવ્યો. પણ કોઇપણ છાપાને આ વાતની ખબર પડી નહિ. પોલિસે વધુ તપાસ કરવા માટે વરડનને પોતાના કબજામાં રાખવા માટે મુદત મેળવી.

જ્યારે આ બનાવ બન્યો ત્યારે ઇન્ટર નેશનલ કમીશનમાંનું જોન હેરીકનું કામ પુરૂં થયું. તે તરતજ લંડન આવવા ઉપડયો અને સાંજે પાંચેક વાગે લંડન આવી પુગ્યો. તેના મનમાં એકજ વિચાર ઘોળાતો હતો અને તે જેમ બને તેમ જલદી પોતાની વ્હાલી રોઝને મળવાનો હતો. પણ સેંટ પાન્ક્રાસ આગળ તે નિરાશ થયો. છ વાગાની ફાસ્ટ ત્રેન ઉપડી ગઇ હતી અને આઠ વાગા સુધી બીજી ટ્રેન ન્હોતી. તેની પાસે બે કલાક હતા એટલે તે પોતાના કાગળો મૂકવાને મીડલ ટેમ્પલમાં પોતાની ચેમ્બરસમાં ગયો. તેના ગેરહાજરીમાં કામનો બોજો વધી ગયો હતો. પણ તેના કારકુને તે વિષે વાત કરી નહિ. જોનને જોતાંજ કારકુને અંગત વાત ઉપાડી: "સાહેબ, મારે તમને એક અશુભ સમાચાર આપવાના છે. બે કલાક પહેલાં....."

"શું મારી પત્નીને કંઇ થયું છે?" જોન ચિંતાતુર થયો.

"નહિ સાહેબ!" કારકુને જવાબ વાળ્યોઃ "મી. રોબર્ટ્સના નોકરે ફોન કરી ખબર આપી છે કે મી. રોબર્ટ્સ ગંભીર માંદગીના ભોગ થઇ પડયા છે, કોઈ કોઇ વાર તેમને સન્નિપાત થઈ જાય છે અને જ્યારે હોંસમાં આવે છે ત્યારે તમનેજ યાદ કર્યા કરે છે.'

"અરે રામ!" જોન દુઃખી થઇ બોલ્યોઃ "રોબર્ટ્સ મારા મુરબ્બી છે. તેમની મહેરબાનીથી હું આ દરજ્જે પહોંચ્યો છું. મોરીસ મી. રોબર્ટ્સ મને શા માટે બોલાવે છે તે તું જાણે છે?"

"નહિ સાહેબ! મી. રોબર્ટ્સના નોકરના કહેવા પરથી એમ લાગે છે કે કોઇ કેસ વિષે તમારૂં કામ છે. મી. રોબર્ટ્સ થોડા વખતથી જીવતોડ મહેનત કરતા હતા અને હદબહારની જેહમતથીજ તે પટકાઈ પડયા છે."

"અફસોસ! મી. રોબર્ટ્સના જેવી સખત મહેનત કરનાર કોઇ પણ ધારાશાસ્ત્રી નથી." જોને નિસાસો નાખ્યો.

"તેમની હાલત ગંભીર લાગે છે. આજે સાડા પાંચેક વાગ્યાને સુમારે એક સ્પેશીઆલીસ્ટે ફોન કરી તમે આવ્યા છો કે નહિ તેની તપાસ કરી હતી."

"શું? રોબર્ટ્સ એટલા બધા બીમાર છે?"

"હા. સાહેબ! મેં સ્પેશીઆલીસ્ટને કહ્યું હતું કે તમે આજે આવવાના છો પણ આવતાંની સાથેજ તમે ઘેર જશો."

"હા. મારી રોઝને મળવાને હું ઘણોજ આતુર છું. મોરીસ! રોઝને ફોનથી ખબર આપ કે મને ઘેર આવતાં મોડું થશે."

"ટેલીફોન લાઇન બગડી ગઈ છે સાહેબ!"

"ત્યારે આ તાર મોકલી દે. હું બનતાં સુધી રાતે આઠ વાગ્યાની ટ્રેનમાં જઇ પુગીશ. રોબર્ટસ મારા વડીલ છે અને તેમને મળ્યા વિના મારાથી ઘેર જવાય તેમ નથી."

મોરીસ તાર લઇ ચાલ્યો ગયો અને જોન એકલો પડયો. દશ વર્ષમાં તે ઈંગ્લીશ બારમાં પહેલા નંબરના ધારાશાસ્ત્રી તરિકે પ્રખ્યાત થયો હતો. રોબર્ટસે તેને આગળ વધાર્યો હતો અને તે જોનને કયા ખાસ કામસર મળવા માગતો હશે તે જાણવાને તે ઉત્કંઠીત થયો હતો. જોનમાં સ્વાર્થનો છાંટો પણ ન્હોતો. તે રોઝને મળવાને અત્યંત આતુર હતો. હનીમુન પછી પોતાની નવપરણિત પત્નીથી વિખુટાં પડતાં તેને લાગી આવ્યું હતું. પણ રાજય તરફથી ફરજ બજાવવા માટેજ તેણે કમીશનમાં સેવા બજાવવાની હા પાડી હતી. રોઝનું મધુર મુખડું તેની નજર સામે તરવરી રહ્યું હતું. આવી મનોદશામાં તે રોબર્ટસને ઘેર પહોંચ્યો, ત્યાં જતાંજ એક નોકરે ગંભીર ચહેરે તેને આવકાર આપ્યો. રોબર્ટસના નોકરો પણ પોતાના શેઠને એટલો બધો ચાહતા હતા કે તેની ગંભીર બીમારી જોઈ તેઓ નિરાશ થઇ ગયા હતા.

"તમે ઉપર જાઓ તે પહેલાં ડોકટર તમને મળવા માગે છે, સાહેબ!" રોબર્ટસના નોકરે જોનને કહ્યું.

"મી. રોબર્ટસની તબીઅત ઘણી ખરાબ છે ?"

"હા. સાહેબ ! તેમના મગજપર તાવ ચઢી ગયો છે. હું હમણાંજ ડોકટરને બોલાવું છું."

જોન ગંભીર વિચારમાં ગીરફતાર થઇ લાયબ્રેરી રૂમમાં બેઠો. રોબર્ટસે તેને આજ રૂમમાં વકીલાતની તાલીમ આપી હતી અને જોન એ વૃદ્ધ વકીલને પોતાના પિતા જેવો ચાહતો હતો. થોડીવારમાં ડોકટર રૂમમાં આવ્યો અને ગંભીર અદાથી જોન સાથે શેકહેંડ કરી બોલ્યો: "મી. હેરીક ! ઇશ્વરેજ તમને વખતસર મોકલી આપ્યા. હવે કદાચ મી. રોબર્ટસના મગજ પરનો બોજો હલકો થશે......"

"હું રોબર્ટસને માટે ગમે તે કરવાને તૈયાર છું. મને નોકરે કહયું છે કે મગજનો તાવ છે."

"હા. મેં ત્રણ મહીનાપર એમને સંપૂર્ણ આરામ લેવાની સલાહ આપી હતી; પણ માન્યું નહિ અને જ્યારે તેમને આરામ લેવાની અનિવાર્ય જરૂર હતી ત્યારેજ તેમણે એક ઘણોજ બીકટ કેસ હાથમાં લીધો." ડોકટરે કહયું.

"શાનો ?"

"ખુનનો. મી. રોબર્ટસે એક ખુનના આરોપીનો બચાવ કરવાનું માથે લીધું છે કે જેને તે તદન નિર્દોષ માને છે. પોલિસ કોણ જાણે કેમ જલદીથી કેસ ચલાવવા માગે છે. રોબર્ટસને એમ લાગે છે કે

જો તે જાતે બચાવ નહિ કરે તો આરોપી ફાંસીને લાકડે લટકશે, એક નિર્દોષ માણસ મોતની સજા પામે એ વિચારજ ભયંકર છે. મી. રોબર્ટ્સ ખાત્રીથી કહે છે કે તમારા સિવાય બીજો કોઇપણ બેરીસ્ટર આરોપીને બચાવી શકે તેમ નથી."

પોતાના વડીલના પોતાનાપરના આવા અખંડ વિશ્વાસથી જોન મગરૂર થયો. "ઇશ્વર કરે ને હું તેમના વિશ્વાસને પાત્ર થાઉં."

"મી. હેરીક! હું મારા દર્દીના કલ્યાણ માટેજ આ વાત કરૂં છું, જ્યારે જ્યારે તે ભાનમાં આવે છે ત્યારે તમને બોલાવવાની માંગણી કરે છે. તમે પરદેશ ગયા છો એમ અમે કહયું ત્યારે તેમણે કહયું કે "કંઇ ફીકર નહિ. હું જોનને બોલાવું છું એમ જાણતાંજ તે ગમે ત્યાંથી આવી પુગશે."

"ખરી વાત છે. મી. રોબર્ટ્સને માટે હું દુનિયાના બીજા નાકાપરથી પણ દોડતો આવી પુગત."

"આજે બપોરે રોબર્ટ્સની હાલત ઘણી ગંભીર હતી, આંખ ઉઘાડતાંજ તેમણે પુછ્યું કે: "મી. હેરીકે મારા સંદેશાનો જવાબ આપ્યો કે?" મેં વખત વિચારી મારીજ મરજીથી હા પાડી દીધી."

"તમે ઘણું સારૂં કર્યું ડાકટર! તમારી સમયસુચકતા માટે હું તમારો આભાર માનું છું. મારા કારકુને ખબર આપી કે હું સીધો અહિં આવ્યો છું."

" તમારે વધારે વાત કરવાની જરૂર નથી. મી. રોબર્ટ્સને એટલુંજ કહેજો કે તમે તેણે હાથમાં લીધેલો કેસ પુરો કરશો. એટલાથીજ તેમના મગજને રાહત મળશે."

એ મીનીટ પછી ડૉકટર જોનને દર્દીના ઓરડામાં લઈ ગયો મી. રોબર્ટ્સ બીછાનામાં મોત જેવો ફીકકો થઇ પડયો હતોઃ છતાં જોનને જોઇ તે જરા હસ્યો. તેની ફાટેલી આંખમાં અજબ તેજ આવ્યું. તેણે પોતાનો હાડપિંજર જેવો હાથ લાંબો કર્યો. જોને લાગણીથી તેનો હાથ પકડયો. અને બીછાના પાસે ખુરશી લઇ બેઠો.

" જોન ! તું આવ્યો દીકરા !..." રોબર્ટ્સ બોલ્યો અને તે પછી જાણે પોતાની વિચારશકિત સતેજ કરતો હોયની તેમ તે મૌન પડી રહ્યા.

"તમે મને બોલાવો છો એવી ખબર પડતાંજ હું અહિં દોડી આવ્યો છું. હવે ફીકર ન કરો. સૌ સારા વાના થશે." જોને દરદીને શાંતિ આપી.

"જોન ! પોલીસ ભળતાજ માણસને પકડી લાવી છે. મે જે માણસનો કેસ હાથમાં લીધો છે તેની વિરૂધ્ધ ગમે તેવા પુરાવા હોય પણ તે નિર્દોષ છે. પણ તેની નિર્દોષતા સિદ્ધ રકવા માટે સખત લડત ચલાવવી પડશે. સાંભળે છે જોન ? તાજ તરફથી સર હેન્રી કેસ ચલાવનાર છે અને તે મારો વિરોધી છે. આ કેસમાં મેં તેને હરાવ્યો હોત. પણ અફસોસ ! હું મોતને કિનારે જઈ પુગ્યો છું..."

"હું તમારા તરફથી આરોપીનો બચાવ કરીશ." જોન દરદી રોબર્ટસનો હાથ ધીમેથી દાબી બોલ્યો.

"ફકત તારાપરજ મને વિશ્વાસ છે દીકરા! સર હેન્રીની સામે થવાની બીજા કોઇ વકીલમાં શકિત નથી. જોન! મારે ખાતર–આપણી મૈત્રીને ખાતર તું આ કેસ હાથમાં લેશે?"

"જરૂર—હું એ કેસ હાથમાં લઇશ."

"જોન! સંજોગો આપણી વિરૂદ્ધ છે. મેથ્યુઝને મળજે. તેની પાસે બધા દસ્તાવેજો છે. જોન! હું જીવતો હોત તો જેવી રીતે લડત તેવી રીતે મારા કુળ તરફથી લડજે. એક નિર્દોષ માણસ ફાંસીએ લટકવો નહિ જોઇએ."

"મી. રોબર્ટસ એક નિર્દોષ માણસ મારી ભુલથી ફાંસીએ લટકશે નહિ તેની હું ખાત્રી આપું છું."

"એ ખુનનો કેસ છે—સાંભળો છો કે જોન! ખુનનો કેસ છે. આ રૂમ ઘણો ઠંડો થઇ ગયો છે....બતી બુઝાઇ ગઈ છે....મારી આંખે અંધારા આવે છે. જોન! દીકરા! તું મારા કુળને રવડાવી નહિ મારેને?"

"નહિ. હું વચન આપું છું કે તેને બચાવવા હું મારી સઘળી શકિત વેડફી નાંખીશ."

"શાબાશ ! ઇશ્વર તારૂં ભલું કરશે." કહી રોબર્ટ્સે આંખ મીંચી લીધી. ડોકટર આ વખતે ત્યાં આવી પુગ્યો અને તેણે જોનને વિદાય થવાની ઇસારત કરી.

"તમે હવે જાઓ, મી. હેરીક ! મી. રોબર્ટ્સ ઉંઘમાં પડયા છે. કદાચ એ મોતની લાંબી ઉંઘ હોય યા જીવનની નીંદ્રા હોય. મેથ્યુઝને મળજો—મેથ્યુઝ રોબર્ટ્સનો કારકુન છે. સઘળા દસ્તાવેજો તે તમારી ચેમ્બરસમાં મોકલી આપશે."

"નહિ. સઘળા પેપર્સ લુફ્ડ મોકલજો. ત્યાં મને શાંતિ મળશે. મેથ્યુઝ બધું જાણે છે ને ?"

"હા. તેને બધી ખબર છે. હવે પધારો. પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. તમે મી. રોબર્ટ્સને બચાવવા બનતું કર્યું છે."

જોને કોનો બચાવ કરવાનું માથે લીધું હતું તેનો તેને ખ્યાલ પણ નહોતો. પોતાના વડીલના આત્માને શાંતિ આપવા માટે તેણે એક તદન અજાણ્યા માણસને બચાવવાની પ્રતિજ્ઞા લીધી અને તે પછી તેનું હૃદય તેની પત્નીને મળવાને અધીરૂં થયું.

# પ્રકરણ ૨૦ મું.

## રોઝનો એકરાર.

દિવાનખાનામાં સગડી સળગતી ન્હોતી. બ્હાર બહુ ઓછો પવન હતો છતાં રૂમમાં ઘણી ગરમી હતી. એડીથે જોન ઘેર આવે ત્યારે તેને આવકાર આપવા માટે ચાંદીના વાઝમાં સુંદર પુષ્પો ગોઠવ્યા હતા, પણ એક ખુરશી પર બેઠેલી દુઃખી રોઝને જોઇને એ પુષ્પો પણ કરમાવા લાગ્યાં હતાં. નોકરોની સામે રખેને તે હિમ્મત છોડી રડી દે એવા ભયથી રોઝ જોનને આવકાર આપવા ઓટલા પર ઉભી રહી ન્હોતી. આજે તેનો વ્હાલો જોન આવવાનો હતો. એક એક મિનિટ તેને યુગયુગ જેવડી લાંબી લાગતી હતી. અંતે તે આવ્યો. તેનો સામાન નોકરો ઘરમાં લાવ્યા. જોને બહારથીજ રોઝને બુમ પાડી. આટલા વિયોગ પછી તે ઘેર આવ્યો ત્યારે રોઝ તેને સહર્ષ આવકાર આપવાને ઓટલા પર ઉભી ન્હોતી તેથી જોનને અજાયબી ઉપજી. રખેને રોઝ બીમાર હશે એવો તેને ભય ઉપજ્યો તે સીધો દિવાનખાનામાં દોડી ગયો.

“રોઝ! વ્હાલી! હું તને શોધું છું. ને તું તો અહિં ભરાઇ બેઠી છે?” જોન હર્ષથી ઉભરાતી છાતીએ બોલ્યો. પણ બીજીજ પળે તેનું હાસ્ય ઉડી ગયું. રોઝ દિવાનખાનાની મધ્યમાં પત્થરની પૂતળી જેવી ઉભી હતી. તેની આંખોમાં આંસુ હતાં. બેઉ હાથ લાંબા કરી તે જોનની માફી માગતી હતી. આ વિચિત્ર દેખાવ જોઈ જોનને

કંઇ કંઈ થઇ ગયું. તે તેની પાસે ગયો અને તેણે વ્હાલથી રોઝનો હાથ પોતાના હાથમાં લીધો.

"જોન !–" રોઝ મૃત્યુ જેવા ધીમા સ્વરે બબડી: "મને માફ કરો–મારા પર દયા કરો વ્હાલા ! મારો એક એક બોલ તમને વજ્રઘાત જેવો લાગશે. પણ તમારા દરીઆવ દીલથી મને ક્ષમા કરજો. જોન ! હું તમારી પત્ની નથી.

જોન બાહોશ બેરીસ્ટર હતો. પણ આ સમયે તે વાચા ગુમાવી બેઠો. તે બેબાકળો થઈ ફાટી આંખે રોઝને જોઇ રહ્યો.

"રોઝ ! તું શું બકે છે ? તું ભાનમાં છે ? તું–તું–મારી બૈરી નથી ? એ શું બકે છે ? તારા પત્રો પ્રેમથી છલબલ થતા હતા... આજે તને શું થયું છે ? તું બીમાર છે ?.." તેણે પોતાનું કપાળ દાબ્યું: "હું જે સાંભળું છું તે સાચું છે ?"

"જોન ! મારી સ્થિતિ ભયંકર છે. પણ તમારી મનોદશા તેથી હજાર ઘણી દુઃખદાયી થશે. તમે ગયા ત્યારથી મેં મારી જાતને તમારી સ્થિતિમાં મુકી વિચાર કરી જોયો છે. આહ ! તમને જરાપણ દુઃખ દેવા કરતાં હું મારો જાન આપવાનું બેહતર સમજું છું. પણ હું શું કરું ? મારાથી હવે વધુવાર મૌન રહી શકાય તેમ નથી."

હેરીકને હવે ભાન થયું કે મામલો ગંભીર છે. તે પરદેશ ગયો હતો તેટલામાં રોઝ બીજાના પ્રેમમાં પડી હોય તે અશક્ય હતું આવો વિચાર તેના મનમાં એક પળ પણ ન ટક્યો. રોઝ કંઇ

આફતમાં આવી પડી હતી. તેની આંખોમાં કારમા દુઃખની સ્પષ્ટ છાપ હતી.

"બેસી જા અને મને શાંતિથી બધી વાત કર રોઝ !" જોન લાગણીથી તેને એક ખુરશી પર બેસાડી તેના માથાપર હાથ ફેરવતો બોલ્યો: "તારી વાત મને સમજાતી નથી. તું દુઃખથી થરથરી રહી છે...."

"નહિ જોન ! મને મારા દુઃખનો ખ્યાલ નથી." રોઝે કહ્યું.

"જો મારા મૌનથી તમે સુખી થતા હોય તો જીવન સુધી હું મુગી થઇ રહેત. પણ નહિ. મારે તમને બધી વાતથી માહિતગાર કરવાજ જોઇએ."

"રોઝ ! મારી વ્હાલી રોઝ ! તેં કંઇ ખોટું કર્યું હોય એમ હું માનતો નથી. ગમે તે થયું હોય પણ તેમાં તું દોષિત નહિ હોય એવી મારી ખાત્રી છે. અલબત, તને દુઃખ થતું હશે પણ પ્રેમની કિંમતજ દુઃખની વખતે થાય છે."

"મેં જે કર્યું છે તે તમારા પ્રેમને ખાતર કર્યું છે." રોઝે જવાબ આપ્યો: "હું મારી ભૂલ માટે બહાનું શોધતી નથી. મને મારા પતિ ગુમાવી દેવાની બીક લાગી હતી."

જોન કંઇ બોલ્યો નહિ. હજુ આ કોકડું તે ઉકેલી શક્યો ન્હોતો.

"પ્રેમ માણસને હિમ્મત આપે છે તેવીજ રીતે હીચકારા પણ બનાવે છે." રોઝે આગળ ચલાવ્યું: "તમે મને ચાહો છો તે જાણ્યા

પછી મને તમારા પ્રેમે હીચકારી બનાવી હતી. જોન ! તેજ વખતે મારે તમને મારા ભૂતકાળની . "

જોને નજર નીચી ઢાળી દીધી તેના કપાળ પર પ્રસ્વેદના બિંદુ બાઝયા.

"તેં જીંદગીની શરૂઆતમાં કંઇ-" તે વાકય પૂરૂં કરી શકયો નહિ.

"નહિ. વ્હાલા ! મેં કંઇ પાપ કર્યું નથી." રોઝ તરત બોલી ઉઠી: "હું પાંચ વર્ષ પહેલાં બીજા પુરૂષને પરણી હતી. તે મને લગ્નને દિનેજ છોડી ગયો હતો. અમે ફરી કદિ મળ્યા ન્હોતા. મારી માએ મને કહ્યું હતું કે તે મરી ગયો છે. વ્હાલા ! મેં તમને આ જાતનો અન્યાય કર્યો છે..."

"પણ તેથી તું મારી પત્ની શા માટે ન ગણાય ?" હેરીકે પૂછ્યું: "શું હું એવો હલકા મનનો છું કે મારી નાદાન પત્નીની આવી નજીવી ભૂલ માફ નહિ કરૂં ? રોઝ ! તેં એ વાત કંઇ કારણસર છુપી રાખી હશે પણ તેથી મારા પ્રેમ પર કંઈ અસર થતી નથી .."

"સાંભળો વ્હાલા !" તેણે જોનના ખભા પર હાથ મૂકયો: "તમારા પ્રેમમાં હું પાગલ થઇ હતી. જ્યારે તમે તમારો પ્રેમ વ્યક્ત કર્યો ત્યારે રખેને હું પરણેલી છું એ વાત જાણી તમે મને છોડી દો એવા ખ્યાલથી હું કંઇ ન બોલી. મને તમારો પ્રેમ

ગુમાવવાની બીક લાગી હતી. હું મારા સ્વાર્થી આનંદને ટકાવી રાખવા તૈયાર થઇ આ માણુસને હું તદન નાદાન છોકરી હતી ત્યારે પરણી હતી. મારી માની એવી ઇચ્છા હતી. તમને ગુમાવવાના ભયથી તથા મારી માતાનું કૃત્ય ભૂલી જવાના હેતુથી હું કંઇ ન બોલી. પણ એ મૌનને લીધે મારા પર દુઃખના ઝાડ ઉગશે તેની મને સ્વપ્ને પણ કલ્પના ન્હોતી."

હેરીકે રોઝની કમ્મર પર હાથ નાખ્યો.

"જે આંખોએ આ પૃથ્વીને મારે માટે સ્વર્ગમાં ફેરવી નાખી હતી તે આંખોમાં હજુ જેવો ને તેવો અગાધ પ્રેમ મને જણાય છે વ્હાલી! રોઝ! હું તારોજ છું-હંમેશ માટે તારોજ ....."

"હજુ તમે પુરી વાત જાણુતા નથી. જે માણુસને હું લેશ માત્ર ચાહતી ન્હોતી તેની સાથે નાદાન વયમાં થયલા મારા લગ્નથી તમને વજ્રાઘાત થશે એ ખ્યાલજ મને કમકમાટ ઉપજાવે છે. મારી મા પૈસાની તંગીમાં હતી. આ માણુસે મારી માને કહ્યું કે જો હું તેને પરણું તો તે બધું કરજ ચુકવી દેશે મેં હા પાડી. તેણે અમારૂં કરજ ચુકવી દીધું અને ...હું...તેની પત્ની થઈ..."

"તમે કદિ સાથે રહ્યાં હતાં?"

"નહિ. ચર્ચમાં લગ્ન થયા પછી તરતજ તે મને છોડી ગયો..."

"અને તું તેને ફરીથી કદિ મળી નથી?"

"મળી છું..." રોઝ રડતી રડતી બોલીઃ "આપણા લગ્ન થયા ત્યારથી મેં તમને છેતર્યા છે. તે રાતે હું ટ્રેન ચુકી ગઈ હતી

એ વાત ખરી છે; પણ હું સીધી એલીસને ત્યાં ગઇ હતી એ વાત સાચી નથી. ઓ પ્રભુ! મને માફ કરજે. જોન! તમે પણ મને માફ કરજો. હું ખુનની રાતે મારા આગલા પતિને ત્યાં ગઇ હતી..."

જોન ચમકયો. તેના હૃદયપર ભયંકર આઘાત થયો. પણ આજ સમયે તેને શાંતિ અને સમયની ખાસ જરૂર હતી. તેણે પોતાના દીલનું દુઃખ દાબી દીધું. અને રોઝ તરફ મમતાભરી નજરે જોઇ કહયું: "રોઝ! આ ઘણી ગંભીર વાત છે. મારી સામે પોલિસે તને આ વિષે પરપુછ કરી હતી ત્યારે તું જરાપણ અસત્ય બોલી હશે એવો મને ખ્યાલ પણ ન્હોતો હું બધી વાત જાણ્યા વિના તારો ન્યાય કરવા માગતો નથી. તું ત્યાં શા માટે ગઇ હતી અને ત્યાં ગયા પછી શું બન્યું હતું ?"

જોનની શાંત મુદ્રા જોઇ રોઝને હિમ્મત આવી.

"તમને યાદ હશે કે તમે છાપાં લેવા માટે મને પ્લેટફોર્મ પર છોડી ગયા હતા. હું તમારી રાહ જોતી ઉભી હતી એવામાં એક માણુસ મારી પાસે આવ્યો. અને તે પાંચ વર્ષ પહેલાંનો મારો પતિ મી. વરડન હતો......"

"વરડન ? એજ માણુસનું ખુન થયું હતું ને?" હેરીકના ચહેરાપર ભયની છાયા આવી.

"જો તે મરી ગયો હોત તો સારૂં થાત–" જોનની નજર સાથે હિમ્મતથી પોતાની નજર મીલાવી રોઝ બોલી: "પણ તે મરી નથ

ગયો. પોલીસની ગંભીર ભુલ થઇ હતી. ક્લોડ વરડનનું નહિ પણ કોઇ ભળતાજ માણસનું ખુન થયું છે. તમે પરદેશમાં હતા ત્યારે મારા પર કંઇ વીતવાની બાકી રહી નથી. તમારા કર્તવ્યમાં ખલલ નડે એવા ખ્યાલથી મેં તમને કંઇ જણાવ્યું ન્હોતું......"

"વરડન હજુ જીવતો છે; એટલે તું..."

"મહેરબાની કરી એ શબ્દો તમે ન ઉચ્ચારતા; નહિ તો હું જીવતી મરી જઇશ..."

"આહ ! મારી ગરીબડી રોઝ ! તું હંમેશ મારોજ ખ્યાલ કર્યા કરે છે. પણ વ્હાલી ! અત્યારે તને દિલાસાની જરૂર છે, તારો અનહદ પ્રેમ હું કદિ ભુલી શકીશ નહિ."

"એટલા માટેજ મારી સ્થિતિ વધારે ભયંકર થાય છે. વ્હાલા ! મારે ખાતર તમારૂં નામ આ કેસમાં સંડોવાશે અને તમારી કિર્તિને કલંક લાગશે."

"મારી કિર્તિ ! રોઝ ! તું શુ એમ સમજે છે કે તારા પ્રેમ કરતાં હું મારી કિર્તિને વધારે કિંમતી ગણું છું ? નહિ—વ્હાલી ! મારો પ્રેમ એ જાતનો નથી. તારી પરિસ્થિતિ ભયભરી છે. પણ હવે આપણુ બંન્નેએ સાથે મળીને સામનો કરવાનો છે. રોઝ ! વ્હાલી ! ખાત્રીથી માનજે કે હું હંમેશા તારે પડખે ઉભો રહીશ..." જોન નિશ્ચિત સ્વરે બોલ્યો.

"નહિ નહિ. જોન! તમે મને જવા દો–હું તમારા માર્ગમાંથી ચાલી જઈશ. મને માફ કરજો. મેં તમને મહાન અન્યાય કર્યો છે."

"હવે તને માફ કરવાનો સવાલજ નથી. હવે તો તને બચાવવાનો સવાલ છે, વ્હાલી! શાંત થા. અને હું તારો બચાવ કરી શકું તે માટે મને અથથી ઇતિ સુધીની વિગતવાર વાત કર. વિકટોરીયા સ્ટેશનપર વરડન તને મળ્યો તે પછી શું થયું?"

"હું તમને છેતરવા માંગતી ન્હોતી." રોઝે શાંતિથી જવાબ આપ્યો: "મેં વરડનને તરતજ કહી દીધું કે તેને મુએલો ધારીને હું તેજ દીને પરણી હતી. તેણે મારા તરફ સહાનુભુતી બતાવી. અને તમારા નામને બટ્ટો ન લાગે તે માટે તેણે વાત કરવા માંડી. અમે વાતચીતમાં રોકાયલા હતા. એટલામાં ટ્રેન ઉપડી મેં તમારી પાસે આવવા કોશેષ કરી. પણ તમે ટ્રેનના ફુટબોર્ડપર ચડી ગયા અને હું વરડન સાથે એકલી પડી—"

"હં. પછી તેને તને પોતાને ઘેર આવવા કહયું......"

"હા, તમારી સાથેના મારા લગ્નથી ઉભી થયેલી મુશ્કેલીનો શી રીતે તોડ કાઢવો તે વિષે મસલત ચલાવવા તેણે મને પોતાના ઘેર આવવા વિનંતી કરી. મેં તેના પર વિશ્વાસ મુકયો. તેણે મને કહયું કે તે મને લગ્નને બીજે દીને તજી ગયો હતો એટલે કોર્ટ મને સહેલાઇથી પ્રથમ લગ્નના બંધનમાંથી મુકત કરશે."

"ગ્લોવર અને મેકવેન જે તારની તપાસ કરવા આવ્યા હતા તે કોણે મુકયો હતો?"

" મેંજ . ..."

" પણ તારના ફામ'ની પાછળ વરડનનું ઠેકાણું હતું......"

" હું એ રહસ્યનો ખુલાસો કરી શકતી નથી. મેકવેને મને એ વિષે સવાલ પુછ્યો ત્યારે મેં જે કહ્યું હતું તે તદન સાચું હતું.... '

" હવે તું શાંત થા ! રોઝ ! હું તારો દોષ કાઢતો નથી. તું મારી છે અને મારીજ રહેશે. જગતની કોઇપણ શકિત આપણને છુટા પાડી શકશે નહિં."

" વ્હાલા ! તમારા શબ્દો મને હિમ્મત આપે છે. આ શબ્દો તમારાં મ્હોંમાંથી સાંભળતાં મને જે આનંદ થાય છે તે જોતાં આ આફતમાં પણ મને સુખદ લાગે છે.'

" હવે તારૂં રક્ષણ કેમ કરવું તેનોજ મારે વિચાર કરવાનો છે. તાર મુકયા પછી તું વરડન સાથે તેને ઘેર ગઇ. પછી શું થયું ?"

" ત્યાં ગયા પછી તેણે પોતાની જાત બતાવી, તે મને એવી નજરે ટીકી રહ્યો કે હું ગભરાઈ ગઇ. પછી અચાનક તેની મતિ બદલાઈ, તેણે મારા પતિ હોવાનો દાવો કર્યો હું ગભરાઇ અને બારણા તરફ નાસી ગઇ. તેણે મને અટકાવવાની કોશીષ કરી, પણ હું તેના હાથમાંથી છટકી પાગલની પેઠે દાદર ઉતરી હું દમ ખાતીજરા થોભી. એટલામાં મેં એક ચીસ સાંભળી એટલે હું રસ્તામાં નાસી ગઇ. ઓ જોન ! આ ભયંકર પળો હું કદિ ભુલી શકીશ નહિ..."

"ફીકર ન કર." જોન તેને દીલાસો દેતો બોલ્યો: "હવે વરડન તને હાનિ કરી શકશે નહિ. હું તારૂં રક્ષણ કરનારો બેઠો છું... વારૂં પછી?"

"પછી હું એલીસને ત્યાં ગઇ."

"ઓહ! એલીસ! એ છોકરી ભલી છે. પણ જરા તરંગી અને બેજવાબદાર છે. તેણે તારા પ્રત્યે મમતા બતાવી હતી?"

"ઘણીજ. મેં તેને સઘળી વાત કરી. તેણે આખી રાત મારી સંભાળ લીધી. તે ઘણીજ પ્રેમાળ છે. વ્હાલા! મેં તેની સલાહ માગી ....."

"તેણે શી સલાહ આપી?'

"છાપામાં ખુનની હકીકત વાંચતાંજ મારી સ્થિતિ ભયભરી હતી એમ અમને બંન્નેને લાગ્યું એલીસે તમારે-માટે તમારી પ્રતિષ્ઠાને કલંકીત થતી અટકાવવા માટે મને મૌન રહેવાની સલાહ આપી. એ સિવાય બીજો રસ્તોજ નથી. વરડન મરી ગયો હતો અને હું તેની પરણેતર હતી છતાં તેના મરણ પછી સ્વતંત્ર થઇ હતી......"

"તું થોડા વખત પર કહેતી હતી કે વરડન હજુ જીવતો છે અને તે છુટો ફરે છે."

"થોડા સમયપર તે છુટો ફરતો હતો, પણ હવે તે ગીરફતાર થયો છે. મારે તમને એક બીજી વાત કરવાની છે. મી. સ્ટીલ બરટન નામના એક યુવાન ડિટેકટીવ આ કેસમાં રસ લે છે ..'

"સ્ટીલ બરટન? મને યાદ છે કે તે ઓક્ષફર્ડમાં મારી સાથે ભણતો હતો."

"હા. એજ મી. સ્ટીલ બરટન! તે તમને ઓળખે છે. મી. બરટને મને કિંમતી મદદ કરી છે. ખુનની રાત પછી પોલિસે લાંબો વખત સુધી મને હેરાન કરી હતી..."

"તને હેરાન કરી હતી? શી રીતે?"

"તમે ન્હોતા ત્યારે મેકવેન ચાલુ આવ્યા કરતો હતો, તેણે કેટલીક શોધ કરી છે. મારા મુસાફરીના ડગલાનું એક બટન તેને મળ્યું છે કે જે હું વરડનના ઓરડામાંથી બહાર નીકળી ત્યારે તુટી ગયું હોવું જોઇએ."

"આહ! કંઈ સારૂં ચિન્હ નથી—વારૂં, બરટને શું કર્યું?"

"તે વિચિત્ર તર્કશાસ્ત્ર લઇ આવ્યો. તેણે મને કહ્યું કે જે માણસનું ખુન થયું છે તે માણસ વરડન છેજ નહિ. પછી તેણે મને મરનારનો ફોટો બતાવ્યો. તે વરડન ન્હોતો."

"એટલે તને પરણનાર માણસ જીવતો છે અને હજુ તને હેરાન કરી શકે એમ છે.'

"નહિ. પોલિસે તેને પરહેજ કર્યો છે અને ખુનના વાંક માટે તેની તપાસ ચાલનાર છે."

હેરીક આવેશને લીધે ધીમેથી ઉભો થયો.

"ત્યારે તો બધી બીના અદાલતમાં બહાર આવશે."

"હા. બધું બહાર આવશે." રોઝે નિસાસો નાખી કહયું: "કાંઇ પણ છુપું રખાશે નહિ. જોન! તમને અન્યાય કર્યા સિવાય હું તદન નિર્દોષ છું. સ્ટીલ બરટને મને બચાવવા કસમ લીધા છે. એકવાર મને ખુનના આરોપ માટે ગીરફતાર કરવામાં આવે એવો સંભવ હતો. પણ બરટને પોતાની બાહોશીથી મારા પરનો શક દુર કર્યો છે. બરટને મને કહયું કે મને પકડવાનું વૉરંટ મેળવી શકાય તેટલા પુરાવા ભેગા કરવાને મેકવેન રાત દિવસ મહેનત કરતો હતો; તેની બાજી ઉંધી વળી છે. બરટને સ્કોટલેન્ડ યાર્ડના સત્તાવાળાઓની ખાત્રી કરી આપી છે કે ખુની કોઇ સ્ત્રી નથી; પણ પુરૂપ છે, વળી તેણે બતાવી આપ્યું છે કે વરડન મરનારના કપડાં પહેરી નાસી ગયો હતો.

"શાબાશ! બરટને કમાલ કરી. તેણે વરડનને શી રીતે પકડયો?"

"મને બધી ખબર નથી. બરટન પાસે ખુનવાળા ઓરડામાંથી મળેલા ચશ્માની જોડ હતી. તે પરથી તેણે એક ચશ્માવાળાની દુકાનેથી વરડનને પરહેજ કરવ્યો હતો."

"વરડન ગુન્હો કબુલ કરે છે?"

"નહિ. તે કસમથી પોતાને નિર્દોષ જાહેર કરે છે. બરટને મને જે વાત કરી છે તે પરથી જણાય છે કે કલોડ વરડન કહે છે કે તે જમીને પોતાને ઘેર એકલોજ ગયો હતો અને અંધારામાં બત્તીની

સ્વીચ શોધતાં એક પડદા પાછળથી તેને મરનારની લાશ મળી આવી હતી. મરનારની છાતીમાં હેટપીન ભોંકવામાં આવી હતી. કે જે હેટપીન તે દિને મારી હેટમાં હતી ...."

"કમબખ્તી ! સારૂં થયું કે વરડન સાથનો તારો સંબંધ માલુમ પડયો નથી."

"મેં કલોડના ઓરડામાંજ મારી હેટપીન ગુમાવી હતી એટલે મને પણ સાથે સંડોવવામાં આવત; પણ કલોડે કદિ મારૂં નામ દીધું નથી."

"તે મરનાર વિષે શું કહે છે ?"

"તે કબુલ કરે છે કે મરનારને તે ઓળખતો હતો અને બન્ને વચ્ચે તકરાર હતી. મરનાર દક્ષીણ અમેરીકાનો રહીશ હતો અને કલોડ પાસે નીકળતા પૈસા વસુલ કરવા માટે તે છેક ચીલીથી લંડન આવ્યો હતો. ખુન પહેલાં એક બે દિવસ અગાઉ તે લંડન આવી પુગ્યો હતો. મને લાગે છે કે કલોડને પોતાની હાલત ભયંકર જણાવાથી તેણે પોતાનું ખુન થયું છે એમ બનાવવામાં સલામતી જોઇ હશે."

"તેણે એવો દેખાવ શી રીતે કર્યો ?"

"મરનારના કપડાં પોતે પહેરી લઇને તે પછી તે ઘર છોડી ગયો અને બરટન અને મેકવેને તેને પરહેજ કર્યો ત્યાં સુધી તે કોઇની નજરે પડયો ન્હોતો."

હેરીક ઓરડામાં અશાંત મને આંટા મારતો હતો. રોઝે કહેલી દરેક વિગત તેના મગજમાં લખાઇ ગઇ હતી. તે રોઝની સામે મોટી આફત ઝઝુમતી જોતો હતો.

"થોડા વખતમાં વરડનની તપાસ શરૂ થશે. તું તેની વાત માને છે?"

"હા. જોન! હું તેની વાત માનું છું. મારી તેના તરફ જરાપણ મમતા નથી પણ તે કોઈનું ખુન કરે એવો નિર્દય નથી."

"બરટન શું ધારે છે?"

"પહેલાં તે તેને ગુનેહગાર ધારતો હતો અને તેથીજ તે તેને પરહેજ કરવાને આતુર હતો; કારણ કે વરડન ગીરફતાર થાય તો તેને ફાંસીની સજા થશે અને હું ફરીથી તમારી સાથે સુખી થઇશ એમ તે માનતો હતો."

"સમજ્યો! હવે બરટનનો મત બદલાવા જેવું કંઈ બન્યું છે?"

"મને ચોક્કસ ખબર નથી. પણ પોલીસને જે બીનાની ખબર નથી એવી કોઇ હકીકતની તે તપાસ ચલાવે છે......"

"પોલીસથી જુદી તપાસ? ત્યારે પોલીસનો મત શો છે?"

"પોલીસ તો કલોડને ફાંસીએ લટકાવેલો જોઇ રહી છે. મી. મેકવેને મારે [illegible] સઘળી સાબિતી ધુળમાં મેળવી દીધી છે અને કલોડને ગુનેહગાર ઠરાવવા માટે તેણે મરનાર અને કલોડ વચ્ચે પૈસાનો લેવડ દેવડનો સંબંધ હતો, બન્નેને પૈસા સંબંધી તકરાર

થઇ હતી, બન્નેની દુશ્મનાવટની બીજાઓને ખબર હતી અને જો મરનાર ગોલ્ડવીન તેને વધુ સતાવશે તો તે તેને પૂરો કરી નાખશે એમ કલોડ એકવાર ગુસ્સામાં બોલી ગયો હતો. આ બધી વાત રજુ કરી મી. મેકવેન કહે છે કે તે જરૂર ફાંસીએ જશે."

"અને છતાં તે નિર્દોષ પણ હોય–"

"જો તે નિર્દોષ સાબીત થશે તો તે છુટો થશે અને......"

"તારો પતિ હોવાનો દાવો કરશે.' જોને કડવાશથી વાકય પુરૂં કર્યું: ઓ પ્રભુ ! વ્હાલી ! પહેલાથીજ મેં આ આફત આવતી અટકાવી હોત."

"વ્હાલા ! એ બધો મારો વાંક છે. આપણું સુખ પુરૂં થયું. હું ફરીથી કદિ સુખી થઇશ નહિ ....." રોઝની મનોહર આંખમાંથી બોર બોર જેવડા આંસુ પડતા હતા. જોન દાંત કચકચાવી રહ્યો. રોઝ આ સમયે તેને અગાઉ કરતાં પણ વધારે વ્હાલી લાગી. તે વકીલ તરીકેની પોતાની સઘળી શક્તિ કલોડ વરડનની વિરૂદ્ધ વાપરવાને તૈયાર થયો.

"જો તાજના વકીલ તરિકે મને રોકવામાં આવ્યો હોત તો આ બદમાસને ગુનેહગાર ઠરાવ્યા વિના હું જંપત નહિ......"

તેનો અચાનક ભયંકર નિશ્ચય સાંભળી રોઝ ડરી.

"પણ જોન ! એ નિર્દોષ પણ હોય. ધારો કે તેણે આ નીચ કામ ન કર્યું હોય, ધારો કે એકવાર મારી સામે વિરોધી સંજોગો ઉભા થયા હતા તેવીજ રીતે એની વિરૂદ્ધ પણ થયા હોય તો તમે..."

" એણે મારી ને તારી જીંદગી પાયમાલ કરી છે." જોન બોલ્યો: "હું ઇચ્છુ છું કે એ જલદી મરી જાય."

" એમ ન બોલો, એણે મારી સાથે ખરાબ વર્તન ચલાવ્યું હતું તેજ રીતે મેં તમારી સાથે ખરાબ વર્તણુંક ચલાવી હતી. મારેજ બધું સહન કરવું જોઇએ."

" તારે શા માટે સહન કરવું જોઇએ ? તેં શું ઓછું સહન કર્યું છે ? રોઝ ! તારા પરનો મારો પ્રેમ અચળ છે. હું આજે મરી જાઉં યા પચાસ વર્ષ પછી મરી જાઉં પણ હું તારાજ નામનો જાપ જપ્યા કરીશ. જો કે કલોડ વરડને આપણને છુટા પાડયા છે, જો કે એક દીવસ તે તારા પતિ તરિકેનો દાવો કરે એ સંભવિત છે. પણ તેથી આપણો પ્રેમ તુટવાનો નથી. પોલિસ લાગણીહીન અને ક્રુર હોય છે. કલોડને અનેક રીતે સતાવીને તેની પાસેથી સઘળી હકીકત કઢાવમાં આવશે. આપણી બંન્નેની કરૂણ પ્રેમકથા જાહેરમાં આવ્યા વિના રહેવાની નથી."

" કલોડ પોતાની વાતને વળગી રહેશે એમ તમે માનતા નથી ?"

" નહિ. વહેલા મોડા બધી વાત વિગતવાર બહાર આવશે. મેકવેન રાતદિવસ નકામી મહેનત કરતો નથી. તું વરડનના રૂમપર ગઇ હતી તે તે જાણુતો હશે. તારા કોટના બટન જેવી નજીવી વસ્તુ પણ તેને ઉપયોગી થઇ પડશે."

"ખુનને બીજે દિને તે મને બટન વિષે હોટલમાં પૂછવા આવ્યો હતો ત્યારે તેણે ખુલ્લી રીતે હું ક્લોડના રૂમમાં હતી એવો આક્ષેપ મેલ્યો હતો."

"કેસ ઘણોજ ગંભીર છે. તું પહેલાંથી કેમ ન બોલી?"

"થયું તે થયું, ક્લોડને પોતાના કામનો પાછળથી પસ્તાવો થયો હશે; નહિ તો તે મને બચાવવાની કોશેષ કરત નહિ."

"કબુલ કર્યું! આ આખા ભયંકર નાટકમાં એ કંગાળ માણસે તારૂં નામ દીધું નથી એ પ્રવેશજ સુંદર લાગે છે. તેની કોશેષ નકામી છેઃ છતાં હું તેના વર્તનની પ્રશંસા કરૂં છું. હવે સ્ટીલ બરટન આ કેસમાં શા માટે પડયો તે મને કહે."

"પહેલાં તો તે મેકવેનને મદદ કરવા તૈયાર થયો હતો. મેકવેન આ કેસમાં ગુંચવાવાથી તેણે મી. બરટનની મદદ માગી. પણ અહિં આવ્યા પછી મી. બરટન આપણી એડીથ પર મોહી પડયા છે અને તેથી મારી નિર્દોષતા સિધ્ધ કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી છે. એડીથ અને બરટન એક બીજા પર મુગ્ધ છે અને એડીથજ આ કેસપર દેખરેખ રાખે છે. જોન! હું એટલે બધી ગભરાઇ ગઈ હતી કે આ કેસનું નામ દેવાની પણ મારામાં હિમ્મત ન્હોતી. આશરે એક મહિનાની વાતપર તમારે નામે એક નનામો પત્ર આવ્યો હતો. તેમાંની હકીકતથી હું એટલી બધી ગભરાઇ હતી કે તે લઇને મેં એડીથને મી. બરટન પાસે મોકલી હતી...."

"આહ ! એ કાગળમાં એવું શું હતું ?"

"એ નનામા પત્રમાં મેં મારા ધણીનું ખુન કર્યું હતું એવો આક્ષેપ હતો."

"રોઝ !" જોન અજબ થઇ બોલ્યો: "તારી સામે કોઇને દુશ્મની હશે ?" અચાનક ફોકસ્ટોનના હોટલમાં જોનને ટેલીફોન પર મળેલા નનામા સદેશાની યાદ આવી. તેનો ચહેરો વધારે ગંભીર થયો.

"મારે તો દુનિયામાં કોઇ દુશ્મન નથી." રોઝે જવાબ આપ્યો.

"કાગળમાંના અક્ષર સ્ત્રીના હતા પુરૂષના ?'

"સ્ત્રીના.'

જોન પાછો વિચારમાં પડયો. ટેલીફોનપર તેની સાથે વાત કરનારનો અવાજ પણ સ્ત્રીના જેવો હતો.

"આ નનામો પત્ર કયાંથી પોષ્ટ થયો હતો ?"

"ઓક્ષફર્ડથી."

"ઓક્ષફર્ડમાં તું કોઇને ઓળખે છે ? "

"કોઇને પણ નહિ."

"એ કાગળ કયાં છે ?"

"મી. બરટન પાસે."

"મને બરટનનું ઠેકાણું આપ."

રોઝે બરટનનું શીરનામું લખી આપ્યું. જોન રોઝને જોઇ અત્યંત દુઃખી થતો હતો. તેને લાગ્યું કે હવે વિદાયની ઘડી આવી પુગી છે. રોઝ તે સમજી ગઇ.

"કલોડ જીવતો હોવાની ખબર મળતાંજ હું અહિંથી ચાલી ગઈ હતી." તેણે કહ્યું: "લંડનમાં એડીથ સાથે હું રહેતી હતી. નોકરોને કંઇ પણ શક નથી. નોકરો કંઇ અફવા ન ઉડાવે તે માટે અમે આજે અહિં આવ્યાં હતાં."

"કલોડની તપાસ પૂરી થાય ત્યાં સુધી તું એડીથ સાથે શહેરમાં રહેવા માગે છે?"

"હા. એડીથ મારી રાહ જુએ છે." રોઝ ડુંસકે ડુંસકે રોવા લાગી.

"રોઝ! મારાપર તને વિશ્વાસ છે?"

"સંપૂર્ણ! પણ એક બીજો માણસ આપણી વચ્ચે છે."

"પ્રભુપર વિશ્વાસ રાખ. જે ઇશ્વરનું ધાર્યું હશે તે થશે. કલોડ વરડનની જીંદગી પ્રભુના હાથમાં છે.

"હું પણ તારી સાથે લંડન આવું છું. મી. રોબર્ટસે મરણ-પથારી પરથી મને એક કેસ સોંપ્યો છે. અજબ જેવું છે કે એ પણ ખૂનનો કેસ છે. એ કેસને લીધે પણ મારે લંડનમાં રોકાવું પડશે. હું કલબમાં રહીશ. તું ઘેર રહેજે. જ્યાં સુધી અદાલતમાં સઘળી હકીકત જાહેર થાય નહિ ત્યાં સુધી આપણો ભેદ કોઇને માલુમ પડવો ન જોઇએ." જોન ઉભો થયો. એજ સમયે તેનો નોકર અંદર આવી બોલ્યો.

"સાહેબ! મી. મેથ્યુઝ નામના એક ગૃહસ્થ તમને અગત્યના કામસર મળવા માગે છે. મેં તેમને લાયબ્રેરીમાં બેસાડયા છે."

"મેથ્યુઝ! રોબર્ટ્સનો કારકુન? જા-હું હમણાંજ આવું છું–" નોકર ગયો: "રોઝ! તું તૈયાર થા. હું મેથ્યુઝને મળી કેસની વિગત જાણી લઉં."

જોન લાયબ્રેરીમાં ગયો. મેથ્યુઝને જોઇ તેણે જરા હસવાની નિષ્ફળ કોશેષ કરી.

"સાહેબ! સ્પેનથી આવતાંની સાથે તમને તકલીફ આપવા માટે હું દિલગીર છું." મેથ્યુઝ બોલ્યો.

"તેની કંઇ ફીકર નહિ. ડોકટરે મને બધી વાત કહી છે. મારા વડીલ તરફની ફરજ બજાવવાને હું તૈયાર છું. મી. રોબર્ટ્સે કેટલો કેસ તૈયાર કર્યો છે?" જોને એક ખુરશીપર બેસી પૂછ્યું.

"ઘણો થોડો. હજુ ઘણું કામ બાકી છે. અને મારો મત પૂછો..."

"બોલ—"

"તો મને આ કેસના રંગ ઢંગ સારા લાગતા નથી. કોઇ દૈવી ચમત્કારથીજ આરોપી બચી શકશે."

"ત્યારે મી. રોબર્ટ્સ મારી પાસે ચમત્કાર કરાવવા માગે છે?"

"તેમને તમારાપર અથાગ શ્રદ્ધા છે."

"વારૂ–પક્ષકારો કોણ છે?"

"તાજ વિરૂધ્ધ કલોડ અરનેસ્ટ વરડન–" મેથ્યુઝ જરા પણ આવેશ વિના બોલ્યો પણ તેના પાંચ શબ્દોએ જોન હેરીક પર ભયંકર વીજળી તોડી પાડી!

# પ્રકરણ ૨૧ મું.

## જોન કેસ તપાસે છે.

કેસનું નામ ઉચ્ચારતાંજ પોતાના આવેશ અને અજાયબીને દાબી દેવાની હેરીકે જરૂર જોઈ. હજુ તેના ઘરમાં તેની વ્હાલી રોઝ હતી. તે તેની ઐરી હતી કે વરડનની તે હજુ નક્કી ન્હોતું. અને તે રોબર્ટ સમક્ષ આજ માણસને બચાવવાનું ગંભીર વચન આપી આવ્યો હતો.

"બેસ, મેથ્યુઝ! લે, આ સીગાર પી. આ કેસનો આપણે સંભાળથી વીચાર કરવાનો છે. આરોપીએ કંઈ સ્ટેટમેંટ કર્યું છે?"

બહારથી તેનો દેખાવ શાંત હતો પણ એના જીગરમાં જ્વાળામુખી ધીખતો હતો. તેના વડીલ મિત્રે તેને અજાણતાં એવા માણસનો બચાવ સોંપ્યો હતો કે જે માણસ તેનીજ સ્ત્રીને વર્ષો પહેલાં પરણ્યો હતો. એક બાજુ તેના મરનાર મિત્ર રોબર્ટસ તરફની પવિત્ર ફરજ હતી અને બીજી બાજુ રોઝનો પ્રેમ હતો. જો તે વરડનને બચાવે તો રોઝ તેના હાથમાંથી ચાલી જાય અને જો રોઝને બચાવવા જાય તો તેના વચનનો ભંગ થાય. જોનની હાલત સુડી વચ્ચેના સોપારી જેવી હતી.

"આ સ્ટેટમેંટ ઘણું સ્પષ્ટ અને પ્રમાણિક લાગે છે." જોન સ્ટેટમેંટ વાંચી બોલ્યો: "સરકાર પક્ષ તેને કેવું લેખે છે તે જાણવાજોગ થઇ પડશે."

મેથ્યુઝે શરમાતાં શરમાતાં સીગાર સળગાવી.

"પોલીસની જેહમતને પ્રતાપે તાજનો વકીલ એમ માને છે કે આરોપીનું આવી બન્યું છે. મી. રોબર્ટસ કહે છે કે આરોપીને બચાવવા માટે આભ અવનિ એક કરી નાખવા પડશે અને આખા બારમાંથી તમારા શિવાય બીજો કોઇપણ એ કામ કરી શકે તેમ નથી.'

જોન જેમ તેમ હસ્યો.

"હજુ કેસને કેટલા દહાડા છે?"

"દશ. તમે રાત દિવસ કામ કરશો તોજ ભાગ્યે કેસ પૂરો કરી શકશો."

"એમ!" જોન બબડયો. તેની નજર વરડનના સ્ટેટમેંટ પર હતી. તેણે તેમાં રોઝનું બીલકુલ નામ દીધું ન્હોતું. આરોપીને માટે આ કારણસર જોનને લાગણી ઉપજી. જો તેણે રોઝનું નામ દીધું હોત તો રોઝની સાક્ષી તેને ઉપયોગી થઇ પડત. પણ તેણે તેમ કર્યું ન્હોતું.

"મેથ્યુઝ! તું જરા થોભ હું આજે રાતે મારી સ્ત્રી સાથે લંડન જવાનો હતો. પણ આપણે અહિંઆજ કેસની પ્રાથમિક તૈયારી કરીએ તો સારૂં." કહી જોન રોઝને મળવા ગયો. રોઝ મુસાફરી માટે તૈયાર થઇ હતી અને તેની પાસે એડીથ હતી.

"વેલ એડીથ! તું આવી?" જોન પોતાની નાની સાળીને ચુંબન કરી બોલ્યોઃ "રોઝે તને બધી વાત કરી હશે. મેં એને સમજાવ્યું છે કે એને થોડા દહાડાજ જુદાં રહેવું પડશે. આખરે સૌ રૂડાં વાનાં થશે."

"સૌ સારૂં થશે જોન! તમે અને રોઝ એક બીજાં માટેજ સરજાયા છો. તમારા જેવા પ્રેમીઓને ઇશ્વર કદિ વિખુટાં પાડતો નથી. વળી મી. બરટને આ કેસ હાથમાં લીધો છે. તેમનાપર મને અખંડ વિશ્વાસ છે. તે આરોપીને સજા કરાવ્યા વિના રહેવાના નથી." એડીથ બોલી. બરટનનું નામ સાંભળતાં તેના ગાલપર શરમના શેરડા પડયા.

જોન વિચારમાં પડયો. એક નિપુણ ડિટેકટીવ તેનાજ કુળને ફાંસીએ લટકાવવાને શ્રમ લેતો હતો જ્યારે તેણે તેને બચાવવાની પ્રતિજ્ઞા લીધી હતી.

"રોઝ! વ્હાલી! હું આજે રાતે તારી સાથે આવી શકીશ નહિ. મેથ્યુઝ મી. રોબર્ટસના એક અગત્યના કેસના કાગળીઆ લઇ આવ્યો છે. અને મારી સલાહની તેઓને તાકીદની જરૂર છે.."

"તમે વકીલોને તે કંઇ લાગણી છે કે નહિ?" એડીથ મસ્તીભર્યો ઠપકો આપતી બોલી: "હજુ તો તમે આજે આવ્યા એટલામાં..."

"મી. રોબર્ટસને લીધેજ આજે હું પ્રતિષ્ઠિત થયો છુ એડીથ-" જોન બોલ્યો; "તે ઘણા બીમાર છે. અને મેં તેમના કેસ હાથમાં લીધો છે. એટલે એક બે દિવસમાં હું લંડન આવી પુગીશ."

"મી. બરટન તમને મળવાને આતુર છે. ઓક્ષફર્ડમાં તે તમારી સાથે હતા. શું તમારો કેસ અગત્યનો છે?'

"ઘણોજ અગત્યનો અને તાકીદનો કેસ છે. ચાલ, રોઝ! સાહેબજી!' તેણે વ્હાલથી પોતાની પત્નિ સાથે શેકહેંડ કરી. તેના હસ્તના સ્પર્શથી રોઝમાં વધારે હિંમત આવી.

બીજી બે ચાર મીનીટમાં રોઝ એડીથ સાથે મોટરમાં બેસી સ્ટેશનપર જવા ઉપડી ગઈ. અને જોન લાયબ્રેરીમાં પાછો આવ્યો, મેથ્યુઝ ધુમાડાના ગોટે ગોટા કાઢતો શાંતિથી બેઠો હતો. ટેબલપર વરડનના કેસના કાગળીઆ ગોઠવેલા હતા.

"એકે પક્ષ તરફની સાબીતી અને માહિતિના દરેક કાગળીઆ મેં અહીં મુકયા છે.' મેથ્યુઝે જોનને કેસ સમજાવવા માંડયો: "આરોપીનો મુખ્ય બચાવ એ છે કે તે એકલો પોતાને ઘેર ગયો ત્યારે પરદા પાછળથી મરનારની લાશ મળી આવી હતી."

"મરનારનું નામ શું છે?"

"ગોલ્ડવીન! આરોપીને તેની સાથે સંબંધ હતો. તેની હકીકત તમને "બી" દસ્તાવેજમાં મળશે. વરડન તેની સાથેની દુશ્મનાવટ કબુલ રાખે છે. મરનાર સાથે તેને દક્ષિણ અમેરીકામાં વારંવાર તકરાર થઈ હતી તેની વિગતો આપે છે અને એકવાર તેણે ગુસ્સે થઈ કલબના દાદરપરથી લાત મારી નીચે ફેંકી દીધો એ વાત પણ આરોપીએ પોતે કહી છે. હવે મી. રોબર્ટસની પ્રથમ કલ્પના એવી હતી કે ખુનની રાતે ગોલ્ડવીન પોતાના પૈસા માગવા અથવા વેર લેવા વરડનને ત્યાં ગયો હતો અને બન્ને વચ્ચે મારામારી થઈ હતી. મારામારી દરમિયાન વરડનને મારી નાખવા માટે તેણે હેટપીન ગાદી હતી. પણ એવામાં તે પડી ગયો અને તેનું હથિયાર તેની છાતીમાંજ ભોંકાઈ ગયું......"

"આ બધાનો વરડન ઇનકાર કરે છે."

"હા. મી. રોબર્ટ્સ સમક્ષ તેણે જે સ્ટેટમેંટ કર્યું હતું તે ફેરવવાની તેણે સાફ ના પાડી છે. તે કસમથી કહે છે કે તે રૂમમાં ગયો ત્યારે ગોલ્ડવીન મરીજ ગયલો હતો. અને તેના પરજ ખુનનો શક જવાનો સંભવ હોવાથી તે ગભરાઇને મરનારના કપડાં પહેરી નાસી ગયો હતો."

"આ માણુસનો બચાવ કરવો મુશ્કેલ થઈ પડશે. ટુંકમાં કેસની વિગત આવી છે. વરડન મરનાર સાથેની દુશ્મની કબુલ કરે છે પણ તે મરનારનો કરજદાર ન્હોતો તે પૂરવાર કરી શકતો નથી. મરનારને પોતાના રસ્તામાંથી દુર કરવા માટે વરડનને સંગીન કારણ હતું તે પણ તે ખોટું પાડી શકે એમ નથી."

"હા..."

"વળી મરનાર ગોલ્ડવીન એટલો બધો નિશ્ચિત મનનો જણાય છે કે વરડન સાથનો હિસાબ ચૂકતે કરવા તે આટલાંટિક મહાસાગર ઓળંગી આ દેશમાં આવે છે..."

"ખરી વાત સાહેબ્!"

"બન્ને જણુની અહિં મુલાકાત થાય છે અને વધુ તકરાર થાય છે."

"જી."

"પછી ગોલ્ડવીન વરડનને ત્યાં જાય છે અને બન્નેનો મેળાપ થયો ન્હોતો એમ આરોપી સિદ્ધ કરી શકતો નથી. વખત સંબંધી તે ઘણો અચોકસ છે. મી. રોબર્ટ્સે પોલિસ પાસેથી મેળવેલી નજીવી ખબર પરથી જણાય છે કે એક ચીસ સંભળાઇ હતી. એ ચીસ

દુઃખ, ભય અથવા અજાયબીની હોય તે સંભવિત છે. ઉપલા માળના એક ભાડુતે એ ચીસ સાંભળી હતી. પણ કમનસિબે તે પણ ચોકસ સમય કહી શકતો નથી. હવે વરડન જો એમ પૂરવાર કરે કે એ ચીસ પડી ત્યારે તે પોતાના ઓરડામાં ન્હોતો તો તે કદાચ બચી શકે..."

"એમ થઈ શકે એમ નથી. સાંજે તે વિકટોરીઆ સ્ટેશનપર જવાનું કબુલ કરે છે. તે પછી તે ધીમે ધીમે ચાલતો ઘેર ગયો હતો અને અંધારામાં ગોલ્ડવીનની લાશ સાથે અથડાયો હતો..." મેથ્યુઝે કહ્યું.

હેરીક સ્થિર થઇ ગયો. આરોપીની આ વાત જુઠી હતી. રોઝને ખાતર તેણે તેની સાથેની મુલાકાત છુપાવી હતી. પોતાની એક વારની પરણેતરને ખાતર આરોપી જુઠું બોલ્યો હતો અને તેથી આખો કેસ ફરી ગયો હતો. જોનને લાગ્યું કે તેની અસાધારણ શકિત પણ આ હતભાગીને ભાગ્યેજ બચાવી શકશે.

"કાલે તમારે લંડન આવવું પડશે, સાહેબ!"

"હા. વખત ઘણો થોડો છે અને હજુ મારે આરોપી તથા સાક્ષીઓને મળવાનું છે. મેથ્યુઝ! હું જેમ જેમ વિચાર કરૂં છું તેમ તેમ કેસ ગંભીર થતો જાય છે. એક પળે મને લાગે છે કે વરડન ગુનેહગાર છે જ્યારે બીજી પળે કંઇક એવી પ્રેરણા થાય છે કે તે નિર્દોષ છે. આ બધા કાગળીઆ મારી ચેમ્બરસમાં મોકલી આપજો."

"વારૂં સાહેબ!"

# પ્રકરણ ૨૨ મું.

## ગેબી મદદ.

આ ભયંકર ખુન કેસની વિગત છાપામાં પ્રગટ થવા લાગી. અને પ્રજામાં જાતજાતની ચર્ચા થવા લાગી. આ કેસ દેશમાં અજબ "સેનસેશન" મચાવશે એવી અફવા ફેલાઇ રહી. સ્ટીલ બરટનના આવેશનો પાર ન્હોતો. તેણે એક નિર્દોષ સ્ત્રીને બચાવવા માટે વરડનને પકડાવ્યો હતો. વરડન ફાંસીએ જાય તોજ રોઝ જોન સાથે સુખી થાય એમ ધારીને તેણે વરડન સામે પ્રબલ પુરાવા ભેગા કર્યા હતા. આજે સવારેજ તેણે મેકવેન સાથે સરકારી કેસ કેવી રીતે રજુ કરવો તે વિષે મસલત ચલાવી હતી. ચાલુ કામને લીધે તે હજુ જોનને મળી શકયો ન્હોતો. રાત દિવસ કામ કરવાથી તેની તબીઅત પણ જરા લથડી હતી અને બપોરે બારેક વાગ્યાને સુમારે તેનો મદદનીશ ડોરમર તેના રૂમમાં દાખલ થયો ત્યારે બરટનનો કંટાળેલો ચહેરો જોઇ તેને ચિંતા થયા વિના રહી નહિ.

"હા...શ ! આખરે ફતેહ મળી–" પોતાની હેટ ટેબલપર પછાડી ડોરમર ખુરશી પર બેસી બોલ્યો.

"શાની ફતેહ ? તું શા કામે ગયો હતો તે પણ હું ભુલી ગયો છું." બરટન બોલ્યો.

"જનરલ પોષ્ટ ઓફીસના ધુળવાળા કાગળીઆનો ઢગલો તપાસતાં મારો તો દમ નીકળી ગયો સાહેબ ! સેંટ મારટીન-લ-ગ્રાંડ કંઇ

નાની સૂની જગ્યા નથી. કારકુનોને સમજાવતાં મારા લોહીનું પાણી કરવું પડયું પણ અંતે મને જોઈતું ફોતરું મળી ગયું અને મેં પોષ્ટ માસ્તર જનરલની મંજુરીથી તેનો ફોટો પાડી લીધો......"

"શાનો ?"

"પાંચથી વધુ વર્ષ પહેલાં કલોડ વરડનના લગ્નને દિને તેને જે તાર મળ્યો હતો તેની અસલ નકલનો." ડોરમરે જવાબ આપ્યો. બરટન કુદયો: "લાખો તારના ફારમમાં આ ફારમનો પણ પતો ન મળત. પણ નસિબે આપણને યારી આપી. તારમાંના અક્ષર કોઈ સ્ત્રીના છે અને તેણે વરડનને રોઝ સાથેના લગ્ન રદ કરવાની ધમકી આપી છે."

"તારમાં શું લખ્યું છે ?"

"હું લગ્ન કરવાની મના કરૂં છું. જો તમે લગ્ન કરશો તો તે રદ કરાવવા હું પગલાં લઈશ."

"શાબાશ ! ડોરમર ! આ તો કિમતી સાબીતી છે. એનો અર્થ શું થાય છે તે સમજે છે ?"

"એ કે રોઝ મેક્ષવેલ સાથે વરડન પરણ્યો તે પહેલાં તે કોઈ બીજી સ્ત્રીને પરણેલો હતો. પણ વરડન જીભ ખોલે નહિ ત્યાં સુધી આપણે કંઈ પૂરવાર કરી શકીશું નહિ......"

"અગર તો આ તાર મુકનારી સ્ત્રીને શોધી કાઢવી પડશે." બરટને કહ્યું.

"હા. જે પોષ્ટ ઓફીસમાંથી તાર મુકાયો હતો ત્યાંની પોષ્ટ મીસ્ટ્રેસને હું મળી આવ્યો છું. પાંચ વર્ષ પછી તાર મુકનારનું વર્ણન કરવું મુશ્કેલ છે પણ આ તારની વિચિત્ર ભાષા જોઇને પોસ્ટ મિસ્ટ્રેસે તે સ્ત્રીપર ખાસ ધ્યાન આપ્યું હતું. તે કહે છે કે આ તાર મેલનાર સ્ત્રી ખુબસુરત, લાંબી અને સુસજ્જિત હતી. તે વખતે તેની ઉમ્મર ભાગ્યે બાવીસ ત્રેવીસ વર્ષની હશે. અસલ તારનો ફોટો આ કવરમાં છે." ડોરમરે ખુલાસો કર્યો.

બરટને કવરમાંથી તારનો ફોટો કાઢી તપાસી જોયો. અચાનક તેનાથી ખુશાલીની બુમ મરાઇ ગઇ.

"ડોરમર! દોસ્ત! આ અક્ષર તો જોન પર નનામો કાગળ લખનારી સ્ત્રીનાજ છે. લાવ, તીજોરીમાંથી તે કાગળ કાઢ—આપણે ખાત્રી કરી લઇએ."

ડોરમરે તીજોરીમાંથી પેલો નનામો કાગળ કાઢી બરટનને આપ્યો.

"ગુડ ગોડ! આ બેઉ અક્ષર સરખાજ છે. ડોરમર! હવે આ ભેદી સ્ત્રીને શોધ્યા વિના છુટકોજ નથી. કદાચ આખો કેસ બદલાઇ જશે. આ બદમાસ સ્ત્રીએ જોન પર નનામો કાગળ લખીને મિસીસ હેરીકપર ખુનનો આરોપ મુકયો હતો. પણ આપણે તેને પરદા પાછળથી બહાર ખેંચી લાવીશું."

"શી રીતે?"

"આ નનામા કાગળમાં તે જોનને કહે છે કે "મને મળજો

અને હું ખુલાસો કરીશ." એટલે જોન તેના અક્ષર ઓળખે છે એવું સુચન નથી થતું ?"

"શી રીતે ?"

"કાગળની નીચે સહી નથી તેથી. કાગળમાં મળવાનો સમય અને સ્થાન પણ લખ્યા નથી એટલે આ પત્ર લખનારી સમજે છે કે હેરીક તેના અક્ષર ઓળખી કાઢી તેને મળવા આવશે."

"મી. હેરીક પોતાની સ્ત્રી સામે ભયંકર આક્ષેપ મૂકનારને મળવા જાય એ સંભવિત નથી."

"હા. પણ જોને આ પત્ર હજુ જોયોજ નથી. મિસીસ હેરીકે કદાચ તેને એ વિષે વાત કરી હશે. હવે જો ! આ કાગળને એવી રીતે વાળ કે જોન આખો પત્ર વાંચી શકે નહિ. તેને એટલુંજ પૂછી આવ કે તે આ અક્ષર ઓળખે છે કે ? જો તે હા પાડે તો તેને કહેજે કે તે બરટને ઘણી અગત્યની શોધ કરી છે. હું તેને પાછળથી મળીશ"

ડોરમર હેટ પહેરી તરત કામે નીકળી પડયો. અરધા કલાકમાં તે પાછો આવ્યો અને બરટનને તેણે એક કવર આપ્યું. એ કવરમાં પેલા નનામા કાગળની સાથે એક કાગળની સ્લીપ હતી અને તે પર નીચેનું નામ જોને લખી આપ્યું હતું.

મિસ એલીસ બ્રાઉન

એલમોરા

કોનોટ ગાર્ડન્સ

બરટન અજબ થયો. તેનો થાક હવામાં ઉડી ગયો અને તે ડોરમર તરફ જોઇ બોલ્યો "એલીસ બ્રાઉન! મેકવેન જે સ્રીની વાત કરતો હતો તે-હેરીક અને રોઝની મિત્ર! ખુનની રાતે રોઝ આજ સ્રીને ત્યાં ગઈ હતી. ડોરમર! તું ભેદ સમજે છે કે? એક નિર્દોષ જણાતી સ્રી મિત્રતાના સાળા નીચે શયતાની રમત રમી રહી હતી? જા–મેકવેનને ટેલીફોન કર ને તેને તરત મારી પાસે આવવાનું કહે–"

આ વખતે તેનો નોકર વિકટર અંદર આવી બોલ્યો: "સાહેબ! એક ગૃહસ્થ તમને અગત્યના કામસર મળવા માગે છે."

"હું આજે કોઇને મળી શકું એમ નથી."

"મેં એ ગૃહસ્થને પહેલાંથીજ કહ્યું કે તમે ઘણા કામમાં છો. પણ તે કહે છે કે તે તમને છાપામાં જે ખુન કેસની વીગત આવે છે તે વિષે કંઇ ખબર આપવા માગે છે."

"આ નવો ધડાકો વળી શો છે?–જા તેને અંદર બોલાવ–ડોરમર! તું મેકવેનને ફોન કરી અહિં આવવા કહે..."

બે ત્રણ મીનીટમાં વીકટર એક યુવાન ખલાસીને અંદર મૂકી ગયો, બરટને તેને શેકહેંડ કરી ખુરશી પર બેસવાની વિનંતી કરી કહ્યું: "બોલો, સાહેબ! શું ખબર છે?"

"મારૂં નામ હોટસન છે અને હું એક સ્ટીમર પર સેકન્ડ મેટ છું. ગઇ રાતેજ હું લંડન આવ્યો. આજે સ્હવારે મેં છાપામાં વાંચ્યું કે બે દિવસ પછી વેસ્ટમીન્સ્ટર ખુન કેસની તપાસ ચાલનાર

છે. અને તે વિષે ઉપયોગી માહિતિ આપવા હું તમારી પાસે આવ્યો છું."

"પોલીસ પાસે જવાને બદલે તમે મારી પાસે કેમ આવ્યા તે કહેશો ?"

"જરૂર–" હોટસને સરળતાથી જવાબ આપ્યો.

"આરોપીને પકડવાના અહેવાલમાં "ટેલીગ્રાફ" પત્રમાં તમારૂં નામ પ્રગટ થયું છે. મારી સ્ટીમર આવતે અઠવાડીએ ઉપડી જનાર છે. જો હું પોલીસ પાસે જાત તો તે મને રોકી રાખત અને મારા જેવા ગરીબ માણસની રોજી જાત. તમારી પાસે આવવામાં મારો હેતુ એ છે કે તમે કદાચ કોઇ વકીલ સમક્ષ મારો એકરાર નોંધાવી લેશો કે જેથી મને કોર્ટમાં હાજર થવાની ફરજ નહિ પડે.

"આ ખુન વિષે તમે અગત્યની માહિતિ આપી શકશો ?"

"હા, હું એમ ધારૂં છું. હું કેસની છાપામાં આવતી વિગતો સંભાળ પૂર્વક વાંચતો આવ્યો છું અને મને લાગે છે કે પોલિસે ગંભીર ભુલ કરી છે."

"શું ?" બરટન ટટાર થયો.

"પોલીસે વરડન પર ખૂનનો આરોપ મેલ્યો છે અને તે માટે તેની તપાસ ચાલનાર છે." હોટસને કહ્યુંઃ "મારો મત એવો છે કે આરોપી મારા ને તમારા જેટલોજ નિર્દોષ છે."

"વરડન નિર્દોષ છે ? મી. હોટસન ! જો વરડન નિર્દોષ હોય તો પછી ગોલ્ડવીનનું ખુન કરનાર કોણ છે ?"

"હું સંગીન કારણુ વિના કોઈ વાત કરું એવો માણુસ નથી. તમે મારી વાત સાંભળી લેશો ત્યારે તમે મારા મત સાથે મળતા થશો કે ખુની ક્લોડ વરડન નથી પણુ એક સ્ત્રી છે."

"તમે જે કહો છો તેની ગંભીરતાનું તમને ભાન છે ?" ડીટેકટીવે લખવાના કાગળ પાસે ખેંચી પૂછ્યું.

"હા સાહેબ ! હું જાણું છું કે પરમ દીને એક માણુસની ખુનના વાંક માટે તપાસ શરૂ થનાર છે." તે જવાન ખલાસીએ કહ્યુ: "વેસ્ટમીનીસ્ટરમાં સેંટ મથ્યુઝ મેનશનમાં નં. ૬૭ના ફ્લેટમાં આ ગુન્હો થયો હતો, ખુનની રાતે હું તે મકાનમાં હતો. અને મેં ત્યાં જે જોયું હતું તે પરથી મને મામલો શંકાશીલ જણાયો હતો."

"વેલ—"

"હું બીજે દીને સ્હવારે સ્ટીમરમાં ઉપડી જવાનો હતો. બે ત્રણુ કલાકની મને નવરાશ હતી. એટલે એજ મેનશનમાં ત્રીજે માળે રહેતા મારા એક આર્ટીસ્ટ મિત્રને હું મળવા ગયો હતો. તેના બારણા બંધ હતા. બે ત્રણુવાર દ્વાર ઠોકવા છતાં કાંઇ જવાબ નહિ મળવાથી હું નીચે ઉતર્યો. નીચે ઉતરતાંજ નં. ૬૭ના ઓરડાનું બારણું ધીમેથી ઉઘાડી એક સ્ત્રી બહાર આવી......",

બરટન ગુપચુપ ટુંકાક્ષરી લીપિમાં ખલાસીની વાત લખી લેતો હતો.

"તે સ્ત્રી મારી નજર સામે દાદર ઉતરી ગઇ—"

"તેનો ચહેરો તમે જોયો હતો ?"

"નહિ. તેણે જોગણુના જેવો કાળો પોષાક પહેર્યો હતો."

"તમે તેને ઓળખી શકશો ?"

"નહિ. મેં તેનો ચ્હેરો જોયોજ ન્હોતો."

"તે ઠુંઠી હતી કે લાંબી ?"

"લાંબી—"

"યુવાન હતી કે વૃદ્ધ ?"

"યુવાન-વધુમાં વધુ ૨૮-૨૯ વર્ષની—"

"તે તમે શા પરથી કહો છો ?"

"તેની ચાલ પરથી. તે આધેડ સ્ત્રી પેઠે ચાલતી ન્હોતી, તેની ટટાર ચાલજ મને વિચીત્ર લાગી હતી."

"કેમ ?"

"કારણ કે જોગણ હંમેશા નીચું મોં રાખી, એક હાથે છાતી પર લટકતા ક્રોસ સાથે રમત કરતી ચાલે છે......"

"અને આ સ્ત્રી ?—"

"મેં તેના હાથ જોયા ન્હોતા. તેના હાથ ઝભ્ભા નીચે ઢંકાયેલા હતા; તે રસ્તાપર ગઇ ત્યારે હું તેની પાછળ હતો. એ પળે જો તે લપસી પડી ન હોત તો હું તેના તરફ વધુ ધ્યાન ન આપત. ફુટપાથપર પગ મૂકતાં તેનો પગ લપસી ગયો તેથી તેનો કાળો ઝભ્ભો જરા ઉંચો થઇ ગયો. પાસેજ એક ફાનસ હતું અને તેના પ્રકાશમાં ઝભ્ભાની નીચે મેં તેના રેશમી વસ્ત્રો તથા બ્લ્યુ મોજા જોયા હતા—"

"જોગણો આવો વિચીત્ર પોષાક પહેરતી નથી."

"હા, તેથીજ મારી કુતુહલતા વધી ગઇ અને મને કાંઈ કામ નહિ હોયાથી મેં તેની પાછળ પડવાનો વીચાર કર્યો."

"જરા સબુર કરો. મી. હોટસન ! તમારો એક એક શબ્દ કિંમતિ છે. એક માણસની જીંદગીનો તમારા એકરારપર આધાર છે, આ બનાવ બન્યો ત્યારે કેટલા વાગ્યા હતા ?'

"મને બરાબર યાદ નથી પણ સવા સાત કે સાડા સાત થયા હશે."

"તમારા મિત્રને મળવાનો સમય તમે નક્કી કર્યો ન્હોતો ?"

"નહિ હું અણધાર્યોજ મળવા ગયો હતો."

"નં. ૬૭ના ઓરડા પાસે જતી વખતે તમે કંઇ અવાજ સાંભળ્યો હતો ?"

"જરા પણ નહિ."

"કોઇ જાતની ચીસ, બુમ યા મારામારીનો અવાજ ?"

"નહિ."

"તમારા મિત્રના બારણા ઠોકતા તમે કેટલીવાર થોભ્યા હતા ?'

"બે મીનીટ-વધુમાં વધુ ત્રણ-"

"અને રેશમી વસ્ત્રો અને રેશમી મોજા પર જોગણનો ઝભ્ભો પહેરનારી સ્ત્રીને જોઇને તમે તેની પાછળ પડવાનો વિચાર કર્યો હતે ?'

"હા. મારી કુતુહલતા એટલી બધી વધી પડી હતી કે તેનો ચ્હેરો જોવા માટે હું એકવાર તેની આગળ ગયો હતો."

"તમે તેનો ચ્હેરો જોઇ શકયા ?"

"નહિ. તેણે મ્હોંપર જાળી પહેરી હતી. હું તેની હડપચી જોઇ શકયો હતો. તે નાજુક, ગોળ અને જવાન સ્ત્રીના જેવી હતી. એ સિવાય મેં તેનો ચ્હેરો જોયો નથી."

"પછી શું થયું ?"

"પછી તે ઝડપથી થોડેક દુર ચાલી ગઇ—તે આમ તેમ નજર કરતી આગળ વધતી હતી, આખરે સ્ટેમ્ફર્ડ સ્ટ્રીટની પાસે તેણે એક ભાડાની ટેક્ષી કરી અને તેમાં તે બેસી ગઇ."

"સ્ટેમ્ફર્ડ સ્ટ્રીટ ? એટલે વોટરલુના પુલ પાસે—"

"હા—હવે મારી જીજ્ઞાસા ઘણીજ વધી ગઇ. કોઇ જોગણને ટેક્ષીમાં સહેલ કરતી જોઇ ન્હોતી. જોગણો હંમેશાં પગે ચાલે છે. હું બીજી ટેક્ષીમાં તેની પાછળ પડવાના ઇરાદાથી દોડયો. પણ કમનસિબે મને ટેક્ષી મળી નહિ. તેની ટેક્ષી વોટરલુ બ્રીજ પરથી સ્ટ્રાન્ડ તરફ ચાલી ગઇ અને તે મારી નજરેથી દુર થઇ ગઇ—"

"બસ ખલાસ ?"

"હા—"

"તમે આ બધી વાત કસમપૂર્વક કહેવાને તૈયાર છો ?"

"હા."

બરટન બહારથી શાંત હતો પણ તેના જીગરમાં ઉથલ પાથલ થઇ રહી હતી. આ ખલાસીની જુબાનીથી તેની સઘળી મહેનત ધુળમાં મળતી હતી. પેલા નનામા પત્ર અને તારની અસલ નકલ મળતાંજ તેનું મન અસ્થિર થયું હતું. વરડન પરનો તેનો શક ઉડતો જતો હતો અને પેલી ભેદી સ્ત્રીને પકડવાને આતુર થયો હતો. જો તેમ થાય તો પરિણામ શું આવે? જો વરડન છુટી જાય તો તે પાંચ વર્ષ પહેલાં જે હતભાગી છોકરીને પરણ્યો હતો તેના પતિ તરિકેનો દાવો કરશે; પણ આ સમયે રોઝના સુખનો વિચાર કરવાનો ન્હોતો. રોઝને સુખી કરી તે એડીથનો સ્વર્ગમોંઘો પ્રેમ જીતવાનો હતો. પણ પોતાના સ્વાર્થ માટે એક નિર્દોષ માણસને ફાંસીએ મોકલવાની દુષ્ટતા તેનાથી થઇ શકે એમ હતુંજ નહિ.

"મી. હોટસન! તમારી જુબાની મી. વરડન માટે ઘણીજ અગત્યની છે તે તમને કહેવાની જરૂર નથી. પરમ દિને ખુનના આરોપનો જવાબ આપવા તે જ્યુરી સમક્ષ ખડો રહેશે. મને માફ કરજો. પણ મારી પાસે આવવાથી તમે તમારી ફરજમાંથી છુટા થતા નથી. તમારે વકીલ સમક્ષ સોગનપૂર્વક એકરાર કરવો પડશે. હું તે પોલીસ સત્તાવાળા સમક્ષ રજુ કરીશ અને જો બચાવ તરફથી તમારી સાક્ષીની જરૂર પડશે તો તમારે રોકાવું પડશે."

હોટસન ફીકરમાં પડયો: "સાહેબ! હું ગરીબ માણસ છું."

"તેની ફીકર ના કરો. જો તમારા માલીકો તમને બદલો નહિ આપે તો હું આપીશ. લો, આ મારા વકીલ મી. ડેનરનનું

શીરનામું છે. તે તમારી એફીડેવીટ નોંધી લે કે મારી પાસે આવજો.
વેલ, ડોરમર ! શી ખબર ?"

ખલાસી વિદાય થયો તેજ પળે બરટનનો મદદનીશ અંદર આવ્યો.

"મી. મેકવેન આજે ઓફિસમાં આવ્યા નથી. પણ તે આવે કે તરત તેને અહિં આવવાનો સંદેશો મેં કહેવરાવ્યો છે."

બરટને ઘડીઆળમાં જોયું.

"ઠીક છે. તે આવે તો બેસાડજે. હું જરા બહાર જઇ આવું." એમ કહી તે બહાર નીકળ્યો અને ટેક્ષી ભાડે કરી રોઝ અને એડીથ જ્યાં રહેતી હતી તે મકાનમાં જઇ પુગ્યો. એડીથે તેને સસ્મિત આવકાર આપ્યો.

"મી. બરટન ! કંઇ નવી ખબર છે ?'

પોતાની પ્રિયતમાને નિરાશ કરતાં કોઇ પણ પુરૂષને લાગી આવે છે. પણ બરટનનો નિશ્ચય અડગ હતો. કેદખાનાની એક અંધારી કોટડીમાં એક નિર્દોષ માણસ મોત અને જીવન વચ્ચે ઝોલા ખાતો હતો.

"હું તમારી બહેન સાથે થોડી વાતચીત કરવા માગું છું. પણ તમે તેને બોલાવો તે પહેલાં અહિં શું થયું છે તે મને કહો. તમે જે કહેશો તેની હું પોલીસને ખબર આપવાનો નથી. વરડને મૌન તોડ્યું ખરું ?"

"હા. જોને તેને એકરાર કરવાની ફરજ પાડી–" દુઃખી અવાજે એડીથે જવાબ આપ્યો: "જોને તેને સ્પષ્ટ કહી દીધું કે સત્ય હકી-

કત કહ્યા વિના છુટકોજ નથી. કંઇ પણ હવે છુપું રખાશે નહિ. રોઝને સાક્ષીના પિંજરામાં હાજર થવું પડશે."

"અને તેના પહેલા લગ્નની વાત જાહેર થશે?"

"હા. જોન તેને વધુ દુઃખ નહિ થાય તેની કાળજી રાખશે. પણ હવે કંઈ છુપું રખાશે નહિ. રોઝ ખુનને દિને ડેલાડને મળી હતી, તેને ત્યાં ગઇ હતી વિગેરે તમામ વાત કોર્ટમાં કહેવી પડશે."

"અફસોસ! જો વરડન છુટી જશે તો તે રોઝપર દાવો કરશે નહિ. નહિ. મીસ મેક્ષવેલ! હજુ આશા છે. જાઓ, તમારા બહેનને બોલાવો."

એડીથ રોઝને બોલાવી લાવી.

"મીસીસ હેરીક! હિમ્મત રાખો—તમારે ખાતર અને તમારા પતિને ખાતર નિરાશ ન થાઓ."

"એડીથે તમને જોનના નિર્ણયની વાત કરી હશે."

"હા. એ શિવાય બીજો રસ્તોજ નથી. જોન જેવો કર્તવ્ય પરાયણ વકીલ ઇંગ્લંડમાં ભાગ્યેજ મળશે."

"એવા પુરૂષની પ્રેમપાત્રી થવા માટે હું મગરૂર છું."

"હવે મીસીસ હેરીક! હું તમને એક બે સવાલ પૂછવા માગું છું."

"તમે તો તાજના સાક્ષી થવાના છો."

"હા. અજબ જેવા સંજોગોને લીધે મારે તાજના સાક્ષી થવું પડશે. એક એવી વાત માલુમ પડી છે કે જે હું તમને કહી શકતો નથી. પણ તમે મને અત્યારે જે જવાબ આપશો તેનાપર તમારા ભાવિ સુખનો આધાર છે."

"મને જે પૂછવું હોય તે પૂછો."

"મહેરબાની કરી ખુનની રાતના સઘળા બનાવો પાછા યાદ કરો, તમે વરડનનો ફ્લેટ છોડયા પછી શું કરવું અને કયાં જવું તે સુઝ નહિ પડવાથી રસ્તામાં આમથી તેમ ભટકયા હતા......"

"હા. અને કોનોટ ગાર્ડન પાસે જતાં મને એલીસને ત્યાં જવાનું યાદ આવ્યું હતું. મારી પાસે સર સામાન નહિં હોવાંથી હું હોટલમાં ગઇ ન્હોતી."

"હવે બરાબર યાદ કરીને જવાબ આપજો. તમે એલીસને ત્યાં ગયા ત્યારે તે ઘેર હતી?"

"નહિ. તેની દાસીએ મને ઘરમાં બેસાડી હતી અને પછી એલીસ થોડીજ વારમાં આવી પુગી હતી."

"તે ચાલતી આવી હતી?"

"નહિ. ટેક્ષીમાં આવી હતી?"

"તેણે તે વખતે કેવો પોષાક પહેર્યો હતો તે તમને યાદ છે?"

"હા. તેણે રેશમી ઇવનીંગ ગાઉન પહેર્યો હતો."

"અને તેના મોજાં?"

"બ્લુ રંગના હતાં."

"તેણે હેટ પહેરી હતી ?"

"નહિ. તેણે માથાપર સ્કાર્ફ નાખ્યો હતો."

"તે તદન શાંત જણાતી હતી ?"

"હા."

"તેનાં વસ્ત્રો ફાટી ગયા હતા ? "

"નહિ, પણ તેના બુટ કાદવથી ખરડાયલા હતા ?"

"તે કયાં ગઇ હતી તે તેણે તમને કહ્યું હતુ ?"

"હા–ડીનર પાર્ટીમાં–"

"તે વખતે કેટલા વાગ્યા હતા ?"

"લગભગ સાડા નવથી દશ."

"ડીનર પાર્ટી આટલી જલદી ખતમ થતી નથી એમ તમને ન્હોતું લાગ્યું ?"

"મને એવો વિચાર આવ્યો ન્હોતો. પણ તમે મને આવા સવાલ શા માટે પૂછો છો ?"

"હું દિલગીર છું કે તે હું તમને કહી શકતો નથી."

"અર્ધા કલાક પછી બરટન પાછો પોતાની ઓફીસમાં જઇ પુગ્યો. મેકવેન તેને મળવા આવ્યો હતો. અને તેની રાહ જોતો લાયબ્રેરીમાં બેઠો હતો.

"વેલ સ્ટીલ! પરમ દિને કેસ છે તે ખબર છે ને?" મેકવેને બરટન આવતાની સાથે વાત શરૂ કરી.

"હા. પણ ચાર્લ્સ! આપણે બંન્નેએ ભયંકરમાં ભયંકર ભૂલ કરી છે." દૃઢ કલેજે બરટન બોલ્યો.

"શું? જાણે બોંબ પડયો હોયની તેમ ખુરશીપરથી ઉભો થઇ મેકવેન બરાડયો: "કેસને આગલે દહાડે તું મને આવી વાત કરે છે?"

"હા. ચાર્લ્સ આપણે ભળતાજ માણસને પકડયો છે. સંજોગો-પરથી આપણે ઉંધે રસ્તે દોરવાયા હતા. પણ આપણી ભુલ થઇ છે. ખુની કોઈ સ્ત્રી છે."

"હું તો માનતો નથી."

"માન કે ના માન. પણ ખુની સ્ત્રી છે"

"નહિ. વરડનજ ફાંસીએ જશે."

"નહિ મારૂં ચાલશે તો હું કોઇ બીજાનેજ કેદી તરીકે હાજર કરીશ."

"કોને?'

"મીસ એલીસ ઓડિનને–"

"કદિ નહિ." મેકવેનનો ચહેરો રૂની પુણી જેવો થઇ ગયો.

"શાંત થા. એલીસે ખુનની રાતે શું કર્યું હતું તેનો તેણે જવાબ આપવો પડશે. વરડનનો શબ્દે શબ્દ મને સાચો લાગે છે.'

"દોસ્ત ! તું ગાંડો થઇ ગયો છે." મેકવેન જેમ તેમ પોતાનો મનોભાવ છુપાવી બોલ્યો: "મીસ બ્રાઉનને આ કેસ સાથે શો સંબંધ હોઇ શકે ? ગોલ્ડવીન સાથે તેને પીછાનજ ન્હોતી. વળી આરોપી સામેજ પ્રબલ પુરાવા પડયા છે. તેને મરનાર સાથે દુશ્મની હતી-વરડન તેને પોતાના માર્ગમાંથી દુર કરવા માંગતો હતો-તે ખુન કરી ખુનીના કપડાં પહેરી નાસી ગયો હતો અને આપણે તેને સપડાવ્યો ત્યાં સુધી તે સંતાઇ રહ્યો હતો, તે પોતાની નીર્દોષિતા સાબીત કરી શકે એમ છેજ નહિ."

"વરડન નિર્દોષિતા સાબીત કરી શકતો નથી એટલે તે નિર્દોષ છે કે દોષિત તેની તને પરવા નથી એમજને ? ચાર્લ્સ ! તારી નિતિ મને પસંદ નથી."

"હું હવે કોઇનું માનવાનો નથી. વરડનને આ ગુન્હા માટે જરૂર સજા થશે. આ કેસથી મને શું લાભ થવાનો છે તે તું જાણે છે ?"

"એક નિર્દોષ માણસનો જાન લેવરાવી તું ડીવીઝનલ ઇન્સપેકટર થશે." બરટને તાણો માર્યો.

"હું એને છોડવાનો નથી. મીસ એલીસ બ્રાઉનને મેં જોઇ છે. તે કોઇનો જાન લે તે અશકય છે."

"ચાર્લ્સ ! બધી વાત ભુલી જા. અને એલીસને પકડવાનું વોરંટ લઇ આવ."

"અરે ભલા માણુસ ! તું બધા અધિકારીઓને મુર્ખા સમજે છે ? આજે આને પકડવાનું વોરંટ લાવો અને કાલે બીજાને પકડવાનું લાવો એ શું ખાવાના ખેલ છે. એકવાર ભુલ થઇ તો ભલે. એ ભુલનેજ વળગી રહેવામાં સાર છે."

"મારૂં નીતિશાસ્ત્ર એવું નથી. જ્યારે એલીસ ગોલ્ડવીનના ખુનના આરોપનો જવાબ આપવા કેદીના પીંજરામાં ઉભી રહેશે ત્યારે ક્લોડ વરડન મુખ્ય સાક્ષી થશે."

"એલીસ સામે શા પુરાવા છે?"

"એક નહિ પણ અનેક છે. સાંભળ–પહેલી વાત–મીસ એલીસને ભુતકાળમાં ક્લોડ વરડન સાથે કંઇ સંબંધ હતો. પાંચથી વધુ વર્ષ પહેલાં ક્લોડના મીસ રોઝ મેક્ષવેલ સાથેના લગ્નને દિને એ લગ્ન રદ કરવાની આજ્ઞા કરનારો તાર એલીસે રવાના કર્યો હતો."

"હું એ માનતો નથી."

"બીજી વાત—થોડા દિવસ પહેલાં આ ભેદી સ્ત્રીએ જોન હેરીકપર એક નનામો પત્ર લખી તેમાં રોઝપર ખુનનો આરોપ મેલ્યો હતો."

"તદન ગલત વાત—"

"ત્રીજી વાતઃ—ખુનને દિને સાંજે એલીસ વરડનના ફ્લેટમાં જોગણના વેષમાં ગઇ હતી અને કાળા ઝભ્ભાની નીચે તેણે ઇવિનીંગ ગાઉન પહેર્યો હતો. મારો મુદ્દો એ છે કે તે વરડનનું ખુન કરવા તેને ત્યાં ગઈ હતી."

"તે શા માટે વરડનનો જાન લેવા તૈયાર થાય?"

"તે હમણાં હું જાણુતો નથી. પણ થોડા વખતમાં......"

"વારૂ–પછી?"

"તે ત્યાં ગઇ. ત્યાં વરડનને બદલે ગોલ્ડવીન હતો. તેને ભુલથી વરડન સમજીને હેટપીન ભોંકી દીધી. મેકવેન! તારી મરજી પડે તો માન-મરજી પડે તો ના માન-પણ ખુનના આરોપ માટે કમનસિબ વરડન નહિ; પણ ખુબસુરત મિસ એલીસ બ્રાઉન કોર્ટમાં ખડી થશે..." બરટને મક્કમતાથી કહ્યું.

# પ્રકરણ ૨૩ મું.

## મેકવેન હાર્યો ?

"હવે શું કરવું ?" બરટને ફેંકેલા બોંબથી મેકવેનના કપાળપર પસીનો વળ્યો અને તે જોરથી દમ લેવા લાગ્યો.

"કરવાનું વળી શું ? જેમ બને તેમ જલદી મીસ બ્રાઉનને પકડવાનું વોરંટ લઇ આવ."

"તું મને મુશ્કેલ સ્થિતિમાં મૂકે છે, સ્ટીલ ! એલીસ સામે તારા કયા પુરાવા ટકે છે તે હું સમજી શકતો નથી."

"મેં જે વાત કરી છે. તે જો સાચી હોય તો એલીસના કૃત્યોનો શો અર્થ થાય ?"

"પણ તારી વાત ટકવાની નથી."

"એમ ? જો, બરડન એમ કહે છે કે જ્યારે ખુન થયલું ધારવામાં આવે છે ત્યારે તે વિકટોરીઆ સ્ટેશન પર હતો. એ વાત ખરી છે. મિસીસ હેરીકે મારી સમક્ષ કબુલ કર્યું છે કે ફોકસ્ટોનની એક્ષપ્રેસ ઉપડી ગઇ તે પહેલાં વરડન તેને સ્ટેશન પર મળ્યો હતો."

"તેથી શું ?"

"જે વખતે વરડન રોઝ સાથે વાત કરતો હતો, જે વખતે રોઝ તાર મૂકવા ગઇ હતી તે વખતે એક તદન અજાણ્યા સખસે એક સ્ત્રીને વરડનના ફલેટમાંથી બહાર નીકળતી જોઇ હતી અને તે

સ્ત્રી જોગણુના વેષમાં જરા ભેદી રીતે વતીને એક ટેક્ષીમાં ચાલી ગઇ હતી."

"તે એલીસ હતી એમ તું સાબીત કરી શકશે નહિ."

"હું તે સાબીત કરી આપીશ. જોગણુના ઝભ્ભાની નીચે આ સ્ત્રીએ લાઇટ બ્લુ રંગનો ઇવનીંગ ગાઉન અને બ્લુ રંગના રેશમી મોજાં પહેર્યાં હતા. મીસ બ્રાઉને ખુનની રાતે એવોજ પોષાક પહેર્યો હતો."

"શું એ ખરી વાત છે?'

"હા. તદ્દન ખરી વાત. મેં એ જણુ પાસેથી આ વાતની ખાત્રી કરી છે. હવે જો મીસ બ્રાઉન અખંડ "એલીબી" સાબીત કરે તોજ તે બચી શકશે. તેણે રોઝ સમક્ષ ડીનર પાર્ટીમાં જવાની વાત કરી હતી પણ ડીનર પાર્ટીમાંથી મહેમાનો રાતે નવ ને દશની વચ્ચે પાછા ફરી શકતાં નથી."

"તે જલદી આવી હશે.'

"કબુલ. પણ પાર્ટીમાં જનારા જતી આવતી વખતે મોટરમાં જાય છે અને રસ્તામાં તેઓના બુટ કાદવવાળા થતા નથી."

"તને આ ખબર કયાંથી મળી?"

"એક ખલાસી પાસેથી. તે મને આજે સ્હવારેજ મળ્યો હતો અને હમણાં તે મારા વકીલ સમક્ષ એફીડેવીટ નોંધાવતો હશે. તેનું સ્ટેટમેંટ હું કોર્ટમાં રજુ કરીશ."

"વારુ, પણ એટલા પરથી મીસ બ્રાઉનને પરહેજ કરી શકાય તેમ નથી. તારી પોતાની સાક્ષી મિસીસ હેરીક કહે છે કે તે ઘેર આવી ત્યારે ઇવનીંગ ડ્રેસમાં હતી જ્યારે તારા ખલાસીએ જોયલી સ્ત્રીએ જોગણનો પોષાક પહેર્યો હતો."

બરટન આ સાંભળી હસ્યો: "ભલા માણસ! રસ્તામાં જોગણનો વેષ ઉતારી નાખી તે કપડાં અંધારામાં વોટરલુ બ્રીજ પરથી નદિમાં નાખી દેતાં તેને કોણ અટકાવે તેમ હતું?"

"એલીસ પૂલ પર ગઇ હતી એમ કોણ કહે છે?"

"મને ખબર આપનાર ખલાસી. તે સોગન પર આ વાત જણાવે છે."

"આ મુદ્દા બાજુએ મેલ–"

"એ શિવાય પણ બીજા ઘણા મુદ્દા છે. શરૂઆતથી છેવટ સુધી મિસ બ્રાઉને મિસીસ હેરીક સાથે વિશ્વાસઘાતી વર્તન ચલાવ્યું હતું. રોઝે તેને પોતાની મિત્ર માનવામાં ગંભીર ભુલ કરી હતી. એલીસે આ ભોળી સ્ત્રીને સઘળી વાત પોતાના પતિથી છુપાવવાની ભયંકર સલાહ આપીને તેના જીવનમાં ઝેર રેડયું હતું. હું રોઝને દોષ દઇ શકતો નથી. તે વખતે તે ભયથી દિવાની થઈ ગઇ હતી. પોતાના પ્રથમ લગ્નની વાત હેરીકથી છુપાવવામાંજ તેણે ભુલ કરી હતી. પણ તેના સંજોગો વિચિત્ર હતા. પોતાની દીકરીને વેચીને કરજમાંથી મુક્ત થનારી માતાના નામને તે બદનામ કરવા માગતી ન્હોતી..."

"વરડનને મારી નાખવા માટે એલીસ કરતાં રોઝને વધારે પ્રબળ કારણ હતું."

"નહિ. વરડન તેને લગ્નને દિનેજ તજી ગયો હતો અને પાંચ વર્ષ સુધી તેનો પતો ન્હોતો એટલે કાયદાની નજરે રોઝ સ્વતંત્ર હતી."

"કાયદાની બારીકીની તેને ખબર ન્હોતી; નહિ તો તેણે પોતાના ધણીને બધી વાત કહી હોત."

"નહિ. તું તેની ભયંકર સ્થિતિ યાદ રાખ. તે ખુનના ગુન્હા માટે તદ્દન નિર્દોષ છે એમ પૂરવાર કરનારૂં તેની પાસે કંઇ સાધન ન્હોતું. બીજા હાથ પર મીસ બ્રાઉનને વરડન સાથે ભુતકાળનો કંઇક સંબંધ હતો. એ સંબંધ કઇ જાતનો હતો તેની હમણાં મને ખબર નથી. પણ પાછળથી તે માલુમ પડી જશે."

"તું એમ શા પરથી કહે છે?"

"જ્યારે વરડન નાદાન રોઝને પરણવાનો છે એવી તેને ખબર પડી ત્યારે તેણે એ લગ્ન કરવાની મના કરનારો તાર કર્યો હતો. તે પરથી કમનસિબે લગ્નક્રિયા થઇ રહ્યા પછી એ તાર મળ્યો. છતાં વરડન તે વાંચી એટલો બધો ગભરાઇ ગયો કે તે તરત ઇંગ્લંડ છોડી ગયો. હવે બીજી વાત સાંભળ. તેંજ મને કહયું હતું કે તેં તારા મદદનીશ હોલ્કરને એલીસની પાછળ જાસુસી કરવા રોકયો હતો ત્યારે એલીસ સેંટ લીઓનાર્ડમાં જાહેર ટેલીફોનપરથી કોઇ સાથે વાત કરવા ગઇ હતી. તેણે ફોનમાં કોની સાથે શી વાત કરી હતી તે હું બરાબર જાણું છું."

"એમ ?"

"હા. તેણે ફ્રોકસ્ટોનના હોટલમાં જોન હેરીકને ટેલીફોનમાં પોતાનું નામ જણાવ્યા વિના રોઝ ટ્રેન ચુકી ગયા પછી તે કયાં ગઇ હતી અને તેણે શું કર્યુ હતું તેની તપાસ કરવાની સુચના કરી હતી. શું આ કાર્ય કોઇ નિર્દોષ અને વિશ્વાસપાત્ર સખીનું હતુ ? આ સમયે તે રોઝની શુભેચ્છક હોવાનો દાવો કરતી હતી; પણ છુપી રીતે તે પતિ પત્નિને છુટા પાડવાનું કાવત્રું કરતી હતી."

"પણ એમ કરવામાં તેનો હેતુ શો હતો ?"

"મારી માન્યતા એવી છે કે એલીસ હેરીકપર અથવા તેના પૈસાપર મોહી પડી હતી. હેરીક શ્રીમંત માણસ છે અને તેની ધીખતી પ્રેકટીસ ચાલે છે. મીસ બ્રાઉન જેવી ખરચાળ અને મોજીલી સ્ત્રી માટે એ કંઈ જેવું તેવું પ્રલોભન નથી."

"પણ હેરીક તો પરણેલો હતો."

"હા. પણ રોઝ જે સંજોગોનો ભોગ થઇ પડી હતી તેથી એલીસ ધણીધણીઆણીને છુટા પાડવાને આશાવંત બની હતી. રોઝને પોતાના ધણીથી સઘળી વાત છુપાવવાની ભયંકર સલાહ આપ્યા પછી તેણે જોનના કાનમાં ઝેર રેડવાની કોશીષ કરી હતી. પણ એટલાથીજ તે નથી અટકી. પાછળથી તેને જોન ઓળખી શકે એવા અક્ષરે એક નનામો પત્ર લખીને તેને ખબર આપી હતી કે રોઝે મરનારનું ખુન કર્યુ હતું. આ વાત તદ્દન જુઠી છે. રોઝે કદી એલીસ સમક્ષ ગુન્હાનો એકરાર કર્યો ન્હોતો.

વરડનનો પોતાનો એકરાર એ વાત જુઠી ઠરાવે છે. પણ આટલુંજ પુરતુ નથી. મારા મદદનીશ ડોરમરે કરેલી તપાસ પરથી માલુમ પડી ગયું છે કે વરડનના રોઝ સાથેના લગ્નની મના કરનારો તાર કરનારી અને જોનપર નનામો પત્ર લખનારી બી કોઇજ નહિ પણ એલીસ બ્રાઉનજ હતી. બોલ, હવે તું આ ખુબસુરત બલાને ગુનેહગાર માને છે કે નહિ ?"

મેકવેનના દીલમાં ભય ઉત્પન્ન થયો. તે આ સુંદર સ્ત્રીપર પાગલ થઇ પોતાની ફરજ ભુલી ગયો હતો.

"સ્ટીલ ! હું હાર્યો. તારી વાત મને સાચી લાગે છે." મેકવેન લાચારીથી બોલ્યો.

"વરડને રોઝને ખરીદી તેની સાથે લગ્ન કરી તરત તજી દીધી હતી એટલે તેનાં પાપ ઓછાં નથી. છતાં તે ગોલ્ડવીનના ખુન માટે નિર્દોષ છે. કોર્ટમાં જ્યારે ખરી હકીકત રજુ થશે ત્યારે માલુમ પડશે કે એલીસ બ્રાઉને વરડનને બદલે ભુલથી એ કમનસિબ અમેરીકનને મારી નાખ્યો હતો."

"પણ તેમાં કંઇ હેતુ હોવો જોઇએને ?"

"હેતુ ઘણો પ્રબળ છે. વરડને તેને કરેલા સાચા યા જુઠા અન્યાય માટે તે વેર લેવા તૈયાર થઇ હતી. તે પછી રોઝ પ્રતિકુળ સંજોગોનો ભોગ થઇ પડી એટલે એલીસે શ્રીમંત જોનને પોતાની માયાની જાળમાં ફસાવવાનો રસ્તો સાફ થયેલો જોયો હતો."

"પણ તું ભુલી જાય છે કે જોન રોઝને દિવાનાની પેઠે ચાહતો હતો." મેકવેને કહ્યું.

"હું કંઇજ ભુલી જતો નથી, ચાર્લ્સ !" બરટને તરત જવાબ આપ્યો: "જોન રોઝને પ્રબળ પ્રેમથી ચાહતો હતો. તેથીજ એલીસ પોતાની નીચ યુક્તિ અમલમાં મેલવા પ્રેરાઇ હતી. તેણે એવો વિચાર કર્યો હતો કે જો ધણી ધણીઆણીને છુટા પાડવાની તેની બાજી નિષ્ફળ જશે તો તે બીજો દાવ અજમાવી જોશે. નનામા કાગળને અનુસરીને જો હેરીક એલીસ પાસે ગયો હોત તો રોઝ સાથેના લગ્ન રદ કરી પોતાને પરણવાની સરતે તેણે રોઝના ગુન્હાની વાત છાની રાખવાનું કબુલ કર્યું હોત અને રોઝને ખાતર જોન આવો આત્મભોગ આપવા જરૂર તૈયાર થાત. સારે નસિબે એલીસનો નનામો પત્ર પ્રથમ જોનના હાથમાં ગયો નહિ અને પાછળથી તેણે કમનશિબ વરકન્ પ્રત્યેની ફરજ બજાવવા માટે કંઇ પણ છુપું નહિ રાખવાનો નિશ્ચય કર્યો છે. જા, હવે ડાહ્યો થા. અને ચીફ કમીશનર પાસેથી એલીસને પકડવાનું વોરંટ લઇ આવ. એલીસ કયાં છે તે તું જાણે છે ને ?"

"મને તેના ઠેકાણાની ખબર છે."

"તો જા–ફતેહ કર."

મેકવેન કંઈ બોલ્યો નહિ. તે ગંભીર ચહેરે બહાર નીકળ્યો. તેની સામે પાયમાલી, નિંદા અને ધિક્કાર ડોળા ધુરકાવતા હતા. બરટનની એક એક શોધ તેની પાયમાલી નજીક લાવતી હતી. તેણે ટેક્ષી બોલાવી. પણ તેમાં તે સ્કોટલેંડ યાર્ડમાં ગયો નહિ. તેણે ટેક્ષી બળતીજ દીશાએ હાંકવાનો હુકમ કર્યો.

# પ્રકરણ ૨૪ મું.

## વરડન છુટયો.

અંતે વરડનની કોર્ટમાં તપાસ શરૂ થઇ. આ ચકચારભર્યા ખુન કેસે લંડનની પ્રજાને એટલી બધી ખળભળાવી હતી કે કેસ સાંભળવાને અદાલત ચીક્કાર ભરાઈ ગઇ હતી. બે દિવસ તપાસ ચાલી. બીજે દિને લોકો કેસનું પરિણામ જાણવાને એટલા બધા આતુર થઇ ગયા હતા કે અદાલતમાં જાણે બધા શ્વાસ રૂંધીને બેઠા હોયની તેવી ઘોર શાંતિ પ્રસરી હતી. સરકારી વકીલે બચાવ પક્ષના સાક્ષીઓની નિર્દય ઉલટ તપાસ લીધી હતી અને રોઝની સ્થિતિ સૌથી દુઃખદાયી થઇ પડી હતી. જ્યારે એ બિચારીએ પોતાની કરૂણ કહાણી પુરી કરી ત્યારે અનેક પ્રેક્ષકોની આંખ અશ્રુભીની થઇ. એક સ્ત્રી ગભરાટથી ચીસ પાડી બેભાન થઇ ગઈ અને તેને પ્રેક્ષકોના ટોળામાંથી બહાર લઈ જવી પડી. તે પછી જોન હેરીક બચાવ કરવા ઉભો થયો હતો. અઢી કલાક સુધી તેણે એકધારી વાગ્ધારા છોડી સરકાર પક્ષની દલીલોના ચુરા કરવા માંડયા. નિષ્પક્ષપાતપણે શાંતિથી પણ અસરકારક રીતે તેણે જરાપણ લાગણીને વશ થયા વિના વરડનની નિર્દોષતા સિદ્ધ કરવા માટે પોતાની અસાધારણ શકિત વાપરવા માંડી. વરડનની મનોદશા વિચિત્ર થઇ ગઇ. તેનું આખું શરીર ધ્રુજતું હતું. આ યુવાન અને ઉમદા બેરીસ્ટરની બૈરી તેણે છીનવી લીધી હતી અને છતાં

વર્તનની તેના દીલપર ઉંડી અસર થઇ. અત્યાર સુધી ઘણાખરા વરડનને ગુનેહગારજ માનતા હતા. સાંજના પાંચ વાગ્યા અને પોતાના જુનીઅરના હાથમાંથી એક કાગળ લઇ ભાષણ આગળ ચલાવ્યું:

“માઇ લોર્ડ અને જ્યુરીના ગૃહસ્થો ! હવે આરોપીની તરફેણમાં જતા એક ઘણાજ અગત્યના મુદા પર હું વિવેચન કરીશ. આ ખુન કરવામાં આરોપીનો કોઇ પણ હેતુ સિધ્ધ થયો નથી તે વિષે મેં કંઇક લંબાણથી વિવરણ કર્યું છે. આરોપી પોતે સ્પષ્ટ કબુલ કરે છે કે નાણાં પ્રકરણી બાબતમાં તેને મરનાર સાથે ખટપટ થઇ હતી. એકવાર વરડન ગોલ્ડવીનનો કરજદાર હતો તે વિષે કંઇ શક નથી. પણ આ હતભાગી માણસ દક્ષિણ અમેરિકા છોડી આવ્યો તે પહેલાં તેણે પોતાનું સઘળું કરજ ભરી દીધું હતું. પૈસાને ખાતર બન્ને વચ્ચ દુશ્મની થઇ ન હતી પણ આરોપીએ મરનારને દક્ષીણ અમેરીકામાં એક કલબમાં તેના દેશ બંધુઓની સામે લાત મારી દાદર પરથી ગબડાવી મેલ્યો હતો તેથી મરનારના દીલમાં વેરની જ્વાળા સળગી હતી. આવી મારામારીમાંથી કેવી લાગણી ઉત્પન્ન થાય ? આવી મારામારી કરનારા એકબીજાના દુશ્મન બને, બોલાચાલી કરી, કોઇ પર હાથો હાથ આવી જાય; પણ શું તેઓ એકબીજાના લોહી તરસ્યા બને તે બનવાજોગ છે ? મારા વિદ્વાન મિત્રે બન્ને વચ્ચેની દુશ્મનીપર હદ બહારનો ભાર મેલ્યો છે. પણ તે યોગ્ય નથી. એકવાર મરનાર ગોલ્ડવીને વરડન પાસે પૈસાની માગણી કરી હતી ત્યારે બન્ને હંમેશ કરતાં

વધારે તપી ગયા હતા. જો તે વખતે કોઇના દીલમાં ખુન કરવાનો વિચાર હોત તો મરનાર વરડનને મારી નાખત અથવા મારી નાખવાની કોશીષ કરત. હું હિમ્મતથી કહું છું કે આ બાબતમાં તાજનો મુદ્દો તદ્દન નબળો છે.

"ગૃહસ્થો ! આરોપી સંપૂર્ણ નિર્દોષ છે તેની સૌથી પ્રબલ સાબીતી હવે હું રજુ કરીશ. ગઇ કાલે જ્યારે મી. બરટન સાક્ષી આપવા હાજર થયા ત્યારે તમે તેની જબાની પરથી સ્પષ્ટ સમજી શકયા હશો કે છેક છેલ્લી ઘડીએ મળેલા મુદ્દા પરથી વરડન માટેનો તેમનો મત બદલાઇ ગયો હતો. ખલાસી હોટસને મીસ એલીસ બ્રાઉન સંબંધી જે વાત કરી હતી તે કોર્ટમાં રજુ કરવામાં આવી છે. હોટસન વકીલની ઓફિસમાં સ્ટેટમેન્ટ નોંધાવ્યા પછી નજરે પડયો ન્હોતો તેથી તેની જબાની આધાર રાખવા લાયક નથી એમ બતાવવાની મારા વિદ્વાન મિત્રે કોશીષ કરી છે અને હું કબુલ કરૂં છું કે જો હોટસન ગુમ થઇ ગયો હોત તો આરોપી માટે તે કમનસિબ બનાવ ગણાત. હવે હું હોટસનની ગેરહાજરી વિષે ખુલાસો કરવાને શકિતવાન છું. ગઈ કાલે સાંજે એ બીચારો ખલાસી સ્ટ્રાન્ડમાં મોટર અકસ્માતનો ભોગ થયો હતો અને હમણાં તે ચેરીંગ ક્રોસની હોસ્પીટલમાં બેભાન હાલતમાં પડયો છે. હવે તેનો પત્તો મળ્યો છે અને તેણે કહેલી હકીકતને ઉલટ તપાસમાં ટેકો મળ્યો છે એટલે તેનું સ્ટેટમેંટ કોર્ટે પુરાવા તરિકે માનવું જોઇએ.

"પણ આરોપી નિર્દોષ છે તે વિષેના મારા મુદ્દા અહિંજ અટકતા નથી. તમને યાદ હશે કે સ્ટીલ બરટને સ્કોટલેંડ યાર્ડના

ડીટેકટીવ સારજંટ મેકવેન સાથે ગાઢ મસલત ચલાવી એલીસ બ્રાઉનને પકડવા માટે વોરંટ કઢાવવાની સલાહ આપી હતી આ વોરંટ કદિ કાઢવામાં આવ્યું નહોતુ. શા માટે? જ્યુરીના ગૃહસ્થો! એલીસ સામે વોરંટ કાઢવામાં આવ્યું નહોતું તેનું કારણ એ છે કે મેકવેને પોતાના ઉપરી અધિકારીઓ પાસે વોરંટની માગણીજ કરી નહોતી. બ્રગટને જે શોધ કરી હતી તેથી એલીસ ભયમાં આવી પડી હતી. આ સ્ત્રીને પકડવાને બદલે, તેને પરદેશ કરી એક નિર્દોષ માણસને બચાવવાની ફરજ બજાવવાને બદલે મેકવેન સીધા એલીસ પાસે ગયા હતા અને તેણે તેના પર ઝઝુમતા ભયના વાદળ વિષે તેને ચેતાવી દીધી હતી .....”

આ વાત જાહેર થતાં કોર્ટમાં ભારી અજાયબી ફેલાઇ રહી.

“મારા લોર્ડ! અને જ્યુરીના ગૃહસ્થો! એક દોષિત સ્ત્રીને આવી ચેતવણી મળી જાય તો તેનું પરિણામ શું આવે તે તમને સમજાવવાની જરૂર છે! જો એલીસને પરદેશ કરી હોત તો હું બીજા સાક્ષીઓ બોલાવીને પૂરવાર કરી આપત કે ડીટેકટીવ મેકવેન તેના મદીલા જોબનપર પાગલ થયો હતો અને વિકારવશ થઇ ને પોતાની ફરજ ભુલી ગયો હતો. તેણે એલીસ બ્રાઉનને પોલીસના પંઝામાંથી છટકી જવામાં મદદ કરી હતી.”

“તમે તમારા સાક્ષીઓ પહેલેથી કેમ ન બોલાવ્યા?” સરકારી વકીલે ઉભા થઇ કહ્યું.

"જો નામદાર જજને જરૂરી લાગે તો હજુ પણ સાક્ષીઓ બોલાવી શકાશે." જોને તરત જવાબ આપ્યો.

ન્યાયાધિશે સરકારી વકીલના મુદ્દાપર ધ્યાન નહિ આપવાથી જોને પોતાનું ભાષણ આગળ ચલાવ્યું:

"સરકાર પક્ષજ ખરૂં જોતાં આ વિષે પ્રકાશ પાડવો જોઇતો હતો. એલીસ બ્રાઉન ડીટેકટીવ મેકવેન સાથે નાસી ગઇ છે. બન્ને લંડનથી નાસી ગયા છે અને હલથી ક્રીશ્ચીઆનીઆ જવા ઉપડી ગયા છે. શું આ માહિતિ કોર્ટ અને જયુરીને આપવાની સરકાર પક્ષની ફરજ નહોતી? એલીસે પોતાના યાર સાથે આ દેશ છોડી કાયદાની ચુંગાલમાંથી છટકી જવાની કોશેષ કરી છે તેજ બતાવે છે કે કેદીના પાંજરામાં ઉભેલો કમનસિબ માણસ તદન નિર્દોષ છે.

"ફોજદારી ગુન્હાઓની તવારીખમાં તાજ તરફનો આટલો નબળો કેસ કદિ રજુ થયો નથી. તમારી સામે જે પુરાવા રજુ કરવામાં આવ્યા છે તે પરથી સામાન્ય અક્કલનો માણસ પણ એવાજ મત પર આવી શકશે કે ગુનેહગાર આરોપી નથી; પણ એલીસ બ્રાઉન છે. ખુનની રાતે એલીસ વરડનના ફ્લેટ પર ગઇ હતી અને ત્યાં અંધારામાં તેણે વરડનને બદલે ગોલ્ડવીનને ઉભેલો જોયો હતો. તેનો ઇરાદો વરડનનું ખુન કરવાનો હતો. પણ તેને બદલે તેણે મરનારનો

ભોગ લીધો. કદાચ મરતી વખતે એ હતભાગી અમેરીકને ચીસ પાડી હશે અને તેથી એલીસને પોતાની ભુલ જણાઇ હશે. એ ગુનેહગાર સ્ત્રીએ બતી કરી પોતાની ભુલ જોઈ હશે એટલે તે પરદાની પાછળ લાશને સંતાડી નાસી ગઇ હતી.

"સાક્ષી વૉટસનની વાત ખરી છે તેનો હું બીજો પુરાવો આપીશ. મી. બરટને જેંગણના કપડાંનું એક બંડલ શોધી કાઢ્યું છે. ખુન પછી ત્રીજે દિને થેમ્સ નદીમાંથી વોટરલુ પુલની નીચેથી આ કપડાં મળી આવ્યા હતા તે સિદ્ધ કરવામાં આવ્યું છે.

"જો મિસ એલીસ બ્રાઉન નિર્દોષ હોય તો તે કોર્ટમાં આવીને શા માટે ખુલાસો કરતી નથી? જે સ્ત્રીએ તેના પર વિશ્વાસ મૂકયો હતો તેને તેણે દગો દીધો હતો, તેણે પતિ પત્નીને જુદા પાડવાની કોશીષ કરી હતી અને આરંભથી અંત સુધી જુઠાણાનો આશ્રય લઇ કાયદાને છેતરવાની બાજી રચી હતી. આ બધાનો ખુલાસો તેની પાસે માગવાની પોલિસની ફરજ છે.

"મારા લોર્ડ અને જ્યુરીના ગૃહસ્થો! હવે મારી દુ:ખદાયક ફરજનો અંત આવ્યો છે. જે માણસને કેટલાકો મારો કટો દુશ્મન

ધારે છે તેને માટે લડત ચલાવવાની ફરજ મારે માથે આવી હતી કેમકે આરોપી મારી પ્રિયતમાને અસહ્ય દુઃખ દેવામાં કારણભુત થયો હતો. પણ મેં અદાલતથી કંઇજ છુપું રાખ્યું નથી. દુઃખ અને શોકથી ભરપૂર આ માનવ નાટકનો દરેક કિસ્સો નીડરતાથી નિર્દયતાથી અને જરાપણ સંકોચ વિના ખુલ્લો કરવામાં આવ્યો છે કે જેથી એક નિર્દોષ માણુસ બચી શકે. ઈશ્વરે મને આ વિકટ ફરજ બજાવવાની શકિત આપી તે માટે હું પ્રભુનો આભાર માનું છું અને જો તેમાં મને ફતેહ મળશે તો મારી મહેનત સફળ થયલી મનાશે."

ખલાસ! જોન ભારી હીસે બેસી ગયો અને કેસનું પરિણામ જોવાને પોતાના જુનીઅરને છોડી તે કોર્ટ રૂમ છોડી ગયો.

જજે સમીંગ અપ કર્યા પછી જુરી રીટાયર થઇ અને અરધા કલાક પછી તેણે આરોપીને નિર્દોષ જાહેર કર્યો. પ્રેક્ષકોએ જોન હેરીકની ફતેહ માટે હુરરેના પોકાર કરી કોર્ટ ગજાવી મુકી. ચરડન તદન છુટી ગયો.

# પ્રકરણ ૨૫ મું.

## કો'ની બેરી ?

જોન હેરીકે વરડનને ખુનના આરોપમાંથી છોડાવ્યો એ વાત જાણી રોઝ અને એડીથને દુઃખ અને સગઈરીની ભેગી લાગણી થઇ. જોન ભારી દીલે તેઓ પાસે આવ્યો અને ત્રણે જણ ગંભીર ચહેરે ચુપચુપ બેસી રહ્યા. એટલામાં ત્યાં વરડન આવી પુગ્યા. રોઝ તેને જોઇ ચમકી.

"રોઝ! જોન! મને માફ કરો. મેં તમને ઘણોજ અન્યાય કર્યો છે. રોઝ! તારા મારી સાથેના લગ્ન ગેરકાયદાસરજ હતા. હું તે વખતે એલીસ આડિનને પરણેલો હતો... જોન! રોઝ! મને માફ કરો..." વરડન પશ્ચાતાપની ખરી લાગણીથી બોલ્યો.

આજ વખતે બરટન ત્યાં દોડતો આવ્યો અને વરડનને જોયા વિનાજ બોલ્યો: "અભિનંદન જોન! રોઝ! તમને હજારો અભિનંદન! ક્લોડ વરડન એલીસ આડિનને પરણેલા હતા.."

"સ્ટીલ! મી. વરડને હમણાંજ એ વાત અમને કહી." જોન હસીને બોલ્યો: "એલીસ ક્યાં છે?"

"એલીસ અને મેકવેન પકડાયા છે અને એલીસે પોતાના ગુનાહનો એકરાર કર્યો છે."

"ઓહ! રોઝ! ત્યારે તું હવે કોની બૈરી છે તે વિષે તને કંઇ શક છે?" જોન રોઝ તરફ પ્રેમાળ નજરે જોઇ બોલ્યો અને રોઝ સસ્મિત તેની ગોદમાં દબાઇ.

વરડન વખત વિચારી ત્યાંથી ચાલ્યો ગયો.

બરટન હવે એડીથની પાસે ગયો અને વ્હાલથી તેનો હાથ પકડી બોલ્યોઃ 'એડીથ! તને એમ લાગે છે કે મેં મારી પ્રતિજ્ઞા પૂરી કરી છે?"

"હા-" શરમથી નીચું જોઇ એડીથે જવાબ વાળ્યો અને તે ચાવી આપેલી પુતળીની પેઠે બરટનની છાતી પર પડી. બરટને તેના બિંબાધર પર ચુંબન કરી કહ્યું. "ત્યારે તું કોની બૈરી થવાની તે પૂછવાની કંઇ જરૂર છે?"

જવાબમાં એડીથે બરટનને ગાઢ આલિંગન કર્યું.

